૭૮૬

# મોહર્રમની ખુબીઓ.

બૈત.

અય ખુદા દે હક શનાસીકી તું બીનાઇ હમેં
તાકે દેવે હક વ બાતીલ સાફ દીખલાઇ હમેં.


રચી પ્રગટ કરનાર

**એદલજી ધનજી કાબા.**

અમરેલી—કાઠીયાવાડ.



ઈ. સ. ૧૯૧૮ આવૃતિ બીજી

નકલ ૫૦૦

અમદાવાદ લાલ દરવાજા લાલકાકા લૉજવાળા મકાનમાં
આવેલા ધી અમરસિંહજી પ્રિન્ટીંગ પ્રેસમાં
પઠાણ નુરખાન અમીરખાને છાપી.

કીમત છ આના.

# સાંકળીઉં.

## પ્રસ્તાવના.



## મજલિસ પહેલી.



## મજલિસ બીજી.



## મજલિસ ત્રીજી.



## મજલિસ ચોથી.



## મજલિસ પાંચમી.

## મજલિસ છઠી.



## મજલીસ સાતમી.



## મજલિસ આઠમી.



## મજલિસ નવમી.



## મજલિસ દસમી.





# એદલજી ધનજી કાબાના લખેલા પુસ્તકો.

## રાધાકૃષ્ણના પુસ્તકોના ખંડનો:

| | |
|---|---|
| આગાખાની ખુદાઇનો જવાબ | ૧-૦-૦ |
| પચીસ સવાલોના જવાબો | ૦-૩-૦ |
| ખુલ્લી ચીઠ્ઠીનો જવાબ | ૦-૫-૦ |

## હાશમ બોઘાના પુસ્તકોના જવાબો.

| | |
|---|---|
| તોહફે ઇસમાઇલીઆ | ૦-૮-૦ |
| અસલિયાતે ખોજાનું ખંડન | ૦-૮-૦ |
| ખોજા પંથ દર્પણ ભાગ ૧ થી ૮ | ૪-૦-૦ |

## આર્ય પ્રકાશના ખંડનો.

| | |
|---|---|
| આર્ય પ્રકાશની અજ્ઞાનતાનું ખંડન ભા. ૧-૨-૩ | ૧-૨-૦ |
| દયાનંદ પંથ દર્પણ | ૦-૬-૦ |

## વરતેજીની પોલના પુસ્તકો.

| | |
|---|---|
| દાવતે ઇમાન | ૦-૩-૦ |
| કીલવાના સવાલ જવાબ | ૦-૪-૦ |
| ઇમામ કેવો જોઇએ | ૦-૪-૦ |

## કાસમઅલી લધાભાઇને:જવાબ.

| | |
|---|---|
| ઇસમાઇલીમાંથી બાબી | ૦-૧-૦ |
| અસલ ખોજા ઇસના અશરીજ | ૦-૧-૦ |

## ખોજા કેસના પુસ્તકો.

| | |
|---|---|
| આગાખાન કેસનો ફેંસલો | ૦-૮-૦ |
| નુરબાઇનો કેસ ભા. ૧-૨-૩-૪ | ૧-૮-૦ |

## ખોજા ઉતપત્તિના પુસ્તકો.

| | |
|---|---|
| આમા જંગીશાહનો રીસાલો | ૦-૪-૦ |

| | |
|---|---|
| ખોજા કોમની તવારીખ | ૨-૮-૦ |
| ખોજા ઉત્પતિ | ૦-૩-૦ |
| ગુપ્ત પંથકા શુજરા | ૦-૩-૦ |
| દરૂઝ કોમના અકાયદ | ૦-૩-૦ |
| ખોજા. સર્વ સંગ્રહ | ૧-૦-૦ |

## બાતીન્યા મતના પુસ્તકો.

| | |
|---|---|
| હસન બિન સબ્બાહ | ૦-૧૦-૦ |
| ફીરદોસે બરી | ૧-૮-૦ |

## પરચુરણ ખોજા પુસ્તકો

| | |
|---|---|
| કરમાલીનું કીસમત | ૧-૦-૦ |
| ખોજા ખુન આરોપ | ૦-૪-૦ |
| ખોજા કોમને સુધારો | ૦-૨-૦ |

## ઇસલામી સુધારાના પુસ્તકો

| | |
|---|---|
| સર સઇયદ એહમદના લેખો બા. ૧-૨ | ૨-૦-૦ |
| સર સઇયદ એહમદ | ૦-૬-૦ |
| મુસદ્દસે હાલી | ૧-૪-૦ |
| ઇસલામીઓનો હીંદને દપકો | ૦-૪-૦ |
| ઉમ્મતનો વિલાપ | ૦-૧-૦ |
| અલ્લાહની ઓળખાણ | ૦-૨-૦ |
| ઓલાદના હકો | ૦-૪-૦ |
| ઇસલામી હકો | ૦-૨-૦ |
| મોહરમની ખુબીઓ | ૦-૬-૦ |
| મુસલિમ સદવર્તન બા. ૧-૨-૩-૪ | ૦-૮-૦ |

# પ્રસ્તાવના.

---

## મોહર્રમની ફઝીલત—

ઇસલામી આલમમાં મોહર્રમનું મહાતમ્ય પવિત્ર મનાએલું છે. ઇસલામના મહાન સ્થાપક હઝરત મોહમ્મદ સ૦ ના અતિ વ્હાલા નવાસા હઝરત ઇમામ હુસેન અ૦, કે જેવણુ પોતાના સુંદર સદગુણોને લઇ ઇસલામી તેમજ ખ્રીસ્તી વિદ્વાનોમાં એક અવાજે વખણાયા છે. તે મહા પુરૂષને કેટલાક ઇસલામના ફરમાનોની અસર નહિ થવા પામેલા તથા દુન્યવી મોહજાળ માટે પોતાનું દીન ઇમાન વેચનારા દુષ્ટ લોકોએ કરબલાના ભયંકર રણમાં ત્રણ દિવસના ભુખ્યા ને પ્યાસા રાખી તીક્ષણ તલવારથી શહીદ કીધા. સાથેજ તેના વ્હાલા મિત્રો, કુટુંબીઓ અને ફરજંદોને પણ તેમની માફક બેજાન કીધા. તેમના ઘરની બીબીઓ કે જેની તારીફ કોરાને મજીદમાં વારીદ છે; તેને કેદ કરી કુફા અને શામ ફેરવવામાં આવી. આ ગમખાર બનાવને લઇ ૧૩૦૦ વર્ષ થયાં ઇસલામીઓ તેઓના ગમમાં દીલસોજી બતાવી રહ્યા છે. આ માસમાં બનવા પામેલા આવા ઘાતકી બનાવના કારણે આ મહિનાના પહેલા દસ દીવસો ઇસલામીઓમાં ઘણાજ ગમખાર અને ગમ માતમના ગણાય છે.

## માતમદારાનો દેખાવ—

મોહર્રમના પહેલા દસ દહાડાઓ ઇસલામીઓ ગમ માતમના ગણે છે. અને ઇસલામી ભાઇઓ ચોકારો નામની ક્રીયા કે જે માત

મની ક્રીયાનું અપભ્રંશ છે તે તથા ઠેક ઠેકાણે મંડપો ઉભા કરી મોલ વીઓ પાસે કરબલાના ગમખાર બનાવનું બયાન પડાવે છે. હજરત ઇમામ હુસેન અ૦ ના રોજા મુબારકની શબીહ યાને તાજીયાઓ બનાવી કરબલાના શહીદોની જગ આશકારા કીર્તિને સજીવન કરે છે. ઉપરાંત બીજી અનેક દીની ક્રીયાઓ અમલમાં લાવે છે. ખોસુસન શીઆહ મઝહબના લોકો આ દહાડાઓને પુરા ગમના દહાડાઓ ગણવાના અનેક કાર્યોને અમલમાં લાવી મોટી માતમદારીમાં પસાર કરે છે.

ઇદુલ બકરનો પવિત્ર તેહવાર ઉજવાઈ રહયો કે તુરતજ મોહર્રમના માતમની સામગ્રીઓ થવા માંડે છે. સુન્ની. શીઆહ અને ઘણા ઇમામ પ્રત્યે આસ્થા રાખનારા હીન્દુ ભાઇઓ તાજીઆ બનાવવા માંડે છે. આ તાજીઆ તે હજરત ઇમામ હુસેન અ૦ ના મુબારક રોજાનો દેખાવ છે કે જેને જોઇ તે મહાત્મા પુરૂષપર પડેલા અસંખ્ય સંકટો તથા તેમાં તેણે બતાવેલી અપાર ધીરજનું સ્મરણ થાય છે.

મોહર્રમનો ચાંદ દેખાયો એટલે તુરતજ તેમની ખુશીનો નાશ થાય છે. અને ગમીની સામગ્રીઓ જાહેરમાં પણ અમલમાં આવે છે. સઘળી સ્ત્રીઓ, બાળકો અને પુરૂષો તે દહાડામાં પોતાના રંગબેરંગી કે ફેશનેબલ લેબાસો ઉતારી માતમની નીશાની બતાવનારા કાળા વસ્ત્રો પહેરે છે. અને જાહેર જોનારાઓ પણ તેમના તેવા લેબાસથી તેમના સોગના દહાડાઓનું ભાન કરે છે.

ઘણા આશકે હુસેન આ દસ દહાડા યા ચેહલુમ સુધી સારા સારા ખોરાકો, પીણાંઓ અત્તર ગોલાબ વીગેરે તજે છે અને ગમે હુસેન જાણી તેનો ઉપયોગ કરતા નથી. ઘણા સ્ત્રી પુરૂષો ચેહલુમ

સુધી લગભગ ઘરમાં ભાય પથારીઓ કરે છે. અને પલંગપર ઉંઘવાનું કાર્ય કે જે આનંદ પમાડનારૂં છે તે તેવા આનંદના કામને ગમે હુસેન ખાતર તજે છે.

આ દહાડાઓ ગમ માતમના ગણાતા હોવાથી તેઓ તે દહાડાઓમાં કોઇ ખુશીનું કામ કરતા નથી. લગ્ન, સગપણ, મકાનનું વાસ્તુ, મહુરત, મકાન બંધામણી, રીપેર કે કપડાં લત્તાં તેમજ ઘરેણાં ગાંઠાની ખરીદ કરતા નથી.

વળી આ દહાડાઓ પુરા ગમ માતમમાં ગુજારાય તે માટે જો પોતાના ગામમાં કોઇ મુલ્લાં કે ઝાકીર ન હોય તો સારી એવી રકમ આપીને તેને બહાર ગામથી પણ બોલાવે છે. વળી ઘણીઓ તો મોહર્રમ કરવા માટે એવા શહેરમાં જાય છે કે જ્યાં મોહર્રમની માતમદારી જોર શોરથી થાય છે.

ગમીના બયાનો જે જગોપર પડવામાં આવે છે તેને મેહફીલ કે ઈમામવાડો કહે છે. આ જગોને ખાસ માતમના દેખાવની બનાવવામાં આવે છે. એટલે કે તેની ભીંતો તથા છતોપર કાળાં માતમી કપડાંઓ જડી કે બાંધી લે છે. આમ કરવાથી આવા મકાનનો દેખાવ કાળા રંગનો યાને માતમ દરશાવનારો થઈ જાય છે. વળી આવા મકાનોના છાપરાંપર કાળા રંગના અને ગમગીની દરશાવનારા વાવટાઓ ટીંગાડવામાં આવે છે. તથા તેનાપર ગમે હુસેન જાહેર કરનારા ફકરાઓ લખવામાં આવે છે.

આવા મકાનોમાં સ્ત્રીઓ તથા પુરૂષો બંને હાજરી આપે છે. એક પરદાની આડ બાંધી યા જુદી ગેલેરીવાળા ઓરડાઓમાં જુદી

જુદી બેઠક કરવામાં આવે છે. ઘણી વખતે સ્ત્રીઓની મજલીસ એલાહદી થાય છે. અને તેમાં બયાન પડનાર પણ સ્ત્રીઓજ હોય છે.

મેહફીલ યા ઇમામવાડાની એક દીવાલ પાસે ત્રણ ચાર સીડીવાળું સ્ટેજ કે જેને મીમ્બર કહેવામા આવે છે; તે કાળાં કપડાંથી સોગમાં બેસી ગમ કરતું પડેલું હોય છે, આસપાસ લોબાન, અગર બતી, વીગેરે સુવાસીત વસ્તુઓ સળગાવી હવાને ખુશબુદાર બનાવવામાં આવે છે. લેમ્પ ઝુમ્મર તથા બીજા ફરનીચરમાં રંગ બેરંગી દીવાઓ માતમદારોની ભલી ક્રીયા પસંદ કરી તેમનાપર પોતાનો રૂપેરી પ્રકાશ ફેંકે છે.

આ ગમીના દહાડાઓમાં દરરોજ રાત્રે તથા દીવસે હઝરત ઇમામ હુસેન અ૦ પર પડેલી મુસીબતનો હેવાલ મુલ્લાંઓ ઉંચે મીમ્બર પર ચહડી પથ્થર સરખા દીલને પીગલાવી નાખે તેવા આકારમાં પડી બતાવે છે.

હઝરત ઇમામ હુસેન અ૦ તથા તેમના મિત્રો, કુટુંબીઓ ભુખ્યા પ્યાસા શહીદ થયા તે માટે દીલગીરી જાહેર કરવા તથા સવાબ માટે લોકોને શરબત પીવરાવવામાં આવે છે. આવી મજલીસોમાં શરબતો માટે ખર્ચાળુ ગોઠવણ કરવામાં આવે છે. મોટી વસ્તીવાળી મજલીસોમાં તેમજ જાહેર સબીલોમાં સાકરોની હારબંધ ગુણીઓ વપરાય છે. બરફવાળાનાં બીલો પણ સેંકડો ઉપરાંતનાં થઇ જાય છે. ગુલાબ જળ તથા ફાલુદો પણ ખુબ વપરાય છે. જેમ વધુ લોકો શરબત પીયે તેમ વધારે સવાબ સમજવામાં આવે છે.

મુલ્લાં યા મોલવી મીમ્બર પર ચહડે છે કે મજલીસમાં બીરા-

જેલા સઘળા માતમદારોનું ધ્યાન ખેંચાય છે. અને મોટેથી સલવાતનો શોર થાય છે. મુલ્લાં યા મોલવી મીમ્બર પર ચહડયો કે તુરતજ બધાઓ ખીસામાંથી રૂમાલો કહાડી આંસુઓ લુછવાને તૈયાર થઇ જાય છે. અને જેમ કોઇનાપર સંકટ પડયું હોય તેવો પોતાના ચેહરાનો ઘ્યામણો દેખાવ કરે છે.

મુલ્લાંઓ વાએજમાં પણ આંસુઓ કહાડવાનું મહાતમ્ય ધાર્મીક રીતે સ્પષ્ટતાઈ ભરી રીતે સંભળાવે છે. હઝરત ઇમામ હુસેન અ૦ ના ગમમાં એક આંસુ પણ જો નીકળશે તો તમારાં બધાં પાપો નિવારણ થઈ જશે. અને માતાના ઉદરમાંથી જનમ્યા હો તેવા ગુનાહોથી પાક થઈ જશે. કદાચ રોવું ન આવે તોપણ રોયા જેવું મોહડું બનાવવામાં આવે તેમાં પણ અસંખ્ય સવાબો મળે છે. વળી જણાવે છે કે કીયામતના દહાડે સઘળા લોકોની આંખો રડતી હશે પણ જેઓ હઝરત ઇમામ હુસેન અ૦ ના ગમમાં દુનીયામાં રડયા હશે તેઓની આંખો ત્યાં હસતી હશે. વળી કહે છે કે આવી મજલીસોમાં હઝરત ઇમામ હુસેનના માતુશ્રી બીબી ફાતેમા ઝેહરા કે જેઓ સદગુણી સ્ત્રીઓમાં ઘણોજ ઉંચો મરતબો ધરવતાં હતાં તે હાજર થાય છે. તેમના પવિત્ર હાથમાં રૂમાલ હોય છે. જે લોકો હઝરત ઇમામ હુસેન અ૦ ના ગમમાં રડે છે, તેમના આંસુઓ તેણી પોતાના હાથમાંના રૂમાલ વતી લુછે છે. અને તેને એક શીશામાં ભરી લે છે. આ શીશાના આંસુઓને સ્વર્ગના પવિત્ર અને અનહદ ખુશબુદાર પાણી સાથે મેળવવામાં આવે છે તેથી તેની ખુશબુ ફઝીલત ઘણી વધી જાય છે. છેવટે તેની બરકતથી સ્વર્ગ મળે છે. વળી એમ પણ જણાવે છે કે આ આંસુઓ હઝરત ઇમામ હુસેન અ૦ ના દરેક જખમની દવા થાય

છે. ઉપરાંત આંસુઓના ફ્ઝાએલની અગણિત હદીસો વીગેરે બયાન કરી અગણિત સવાબોની ભાવષ્ય વાણી સંભળાવે છે. આવા ધાર્મીક સવાબ તથા ફરજને લઇ પોતાની ફરજ બજાવવાને દરેક ઘટતું કરે છે.

આવા ધાર્મિક રોવાના ફ્ઝાએલ કાંઇ મુલ્લાંઓ પોતા તરફથી મનઘડત કહેતા નથી; પણ ધાર્મિક કીતાબોને આધારે જણાવે છે. વળી કીતાબોમાં લખ્યું છે તેથીજ રડવુ આવી જાય તેવુંજ કાંઇ નથી. બલકે ઇમામ હુસેન અ૦ પર એવા એવા દારૂણ સંકટો પાડવામાં આવ્યાં છે કે જે સાંભળીને દુશમનની આંખો પણ આંસુઓથી તર થઇ જાય છે.

મુલ્લાં યા મોલવી હઝરત ઇમામ હુસેન અ૦ ને લગતી મોહરમની ગમખાર તવારીખ ગદગદીત કંઠે દીલકશ અવાજ અને સાથે પોતાને પણ ઘણોજ ગમ થતો હોય તેવી ઢબમાં બયાન કરે છે. અને બનવાજોગ છે કે તેને તેવો ગમ થતો પણ હોય. આ બયાન સાંભળી હાજર મજલીસ ઝાર ઝાર રડે છે. કેટલાકો માથું, છાતી કે સાથળપર હાથ પછાડે છે. કેટલાકો હાય અફસોસના અવાજો સાથે ઇમામહુસેન અ૦ ના દુશ્મનોપર તેમના કરેલા આવા ઘાતકી કર્તવ્યો બદલ લાઅનત મલામત કરે છે. સાથેજ રૂમાલ વતી આંસુઓ લુછતાં જાય છે. અને ટુંકામાં કહી દેવામાં આવે તો એમજ કે લોકોને બહુજ ગમ ગાતમના આંસુઓ આવે છે અને તેમના રૂમાલો આંસુઓથી તર થઇ જાય છે.

આ વખતનો દેખાવ અતિ નાજુક અને કરૂણા જનક હોય છે. દરેક નાના મોટાઓ ઝાર ઝાર રડતા હોય છે. રૂમાલો વતી આંસુઓ

લુછતા હોય છે. લોકો ચુપચાપ અને શાન્ત હોય છે. માત્ર રડવાના અવાજો અને હીચકીઓ સંભળાય છે. કેટલાકો તો મોટેથી રડવા લાગી જાય છે. પર ધર્મના માણસને આ દેખાવ વિચિત્ર અને લાગણી ઉત્પન્ન કરાવનારો દેખાઇ આવે છે.

મુલ્લાં પોતાનું પડવું બંધ કરી મીમ્બરપરથી નીચે ઉતરે છે; એટલે તુરતજ હાજર મજલીસ ઉભી થઇ જાય છે. અને તેમાંના બે કે તેથી વધતા ઓછા નાના દરજ્જાના મુલ્લાઓ નૌહા પડાવવા માંડે છે. આ નૌહા પડાવતી વખતે ઉભા થએલા સઘળા માણસો રેગ્યુલર રીતે એકી સાથે માતમ કરવા લાગે છે. જેમ બેન્ડ વીગેરેમાં અમુક બોલ વખતેજ ચોબ મારવામાં આવે છે તેમ નૌહાના અમુક બોલો વખતેજ સઘળાઓ એકી સાથે ધોરણસર માતમ કરે છે.

આવા નોહા પડાઇ રહ્યા બાદ "માતમે હુસેન" "માતમે હુસેન" ના પોકારો કોઇ મોટેથી કરે એટલે તુરતજ જવાન અને મજબુત બાંધાવાળા લોકો વચ્ચમાં એક સરકલમાં ગોઠવાઇ જાય છે. ઘણાઓ પોતાના પહેરણો કહાડી નાખી છાતી ખુલ્લી રાખે છે. નૌહા પડાવનારો આ સરકલમાં આમ તેમ ઘુમતો, હાથના ઇશારા કરતો નૌહા પડે છે. સરકલમાં ગોઠવાએલા તે નૌહાની મુખ્ય ટુક બોલી જવાબ આપે છે.. અને જુસ્સાથી માતમ માતમ થાય છે. વચ્ચમાં એકાદ મિનિટ માતમ બંધ થાય છે એટલે નૌહા પડાવનાર નૌહાની સાખી પડે છે. ત્યારબાદ :માતમ થાય છે આવી રીતે ચાર કે વધુ નૌહા પડાય છે. માતમ ઘણુંજ જુસ્સાથી થાય છે. અને તેના અવાજો મોહલ્લો ગજાવી મુકે છે માતમદારો કે જેમાંના મોટા ભાગે

પોતાની છાતીઓ ખુલ્લી રાખી હોય છે તે માતમથી લાલ સુર્ખ થઇ જાય છે કેટલાકની છાતીઓમાંથી લોહી વહેવા લાગે છે. અને કોઇ તો બીલકુલ બેશુદ્ધ થઇ જાય છે; પણ ઇમામની મહોબતને લીધે તેમને વધુ તકલીફ ખીંચતી નથી.

આવી રીતના સરકલીંગ નોહા પડાઇ રહ્યા કે તુરતજ " માતમે હુસેન " એવો પોકાર કોઈ કરે છે. હવે વગર નોહાએ જોશબંધ માતમ શરૂ થાય છે આ વખતનું માતમ ઘણુંજ દીલ પીગલાવનારૂં હોય છે.

શબીહ કહાડવાનો પણ રીવાજ હોય છે. યાને કરબલાના દુખદાયક બનાવનો પ્રત્યક્ષ સીન કરી મોમીન લોકોને તે વખતના હૃદય ભેદક બનાવનું ભાન કરાવવામાં આવે છે. આ શબીહો જુદી જુદી જાતની કરવામાં આવે છે ઘોડાપર એક માણસ બેસે છે તેનું શરીર લોહી લોહાણુ હોય છે. તીરો તલવારોના ઘા લાગેલા હોય છે. ઘોડો પણ તેવાજ દેખાવમાં હોય છે. આ શબીહ તે હઝરત ઇમામ હુસેન અ૦ ની છે તે શબીહ બનેલો માણસ યઝીદી ફોજ પાસે જઈ ઇસ્તેગાસો કરી પાણી માગે છે. યઝીદી ફોજ પાણીનો એક બુંદ પણ આપવા ઇનકાર કરે છે. જનાઝો નામની શબીહ થાય છે આ જનાઝો તે હઝરત ઇમામ હુસેન અ૦ ની મુબારક લાશનો છે તેને મજલીસમાં ફેરવવામાં આવે છે. લોકોની આહોજારી હદ કુદાવી જાય છે વીગેરે કરબલાનો એકંદર સીન આબેહુબ કરી બતાવી મોમીન ભાઇઓને ગમ માતમનો અચ્છો પ્રસંગ આપવામાં આવે છે.

શબીહ કાંઈ બધે કરવામાં આવતી નથી. શબીહ ન થવાની

હોય તો માતમ થયા બાદ જીઆરત પડાવવામાં આવે છે. એટલે મજ-લીસ ખતમ થઇ ગણાય છે.

## નિયાજના જમણ—

મજલીસ ખતમ થયા બાદ નિયાજના જમણો થાય છે. મોહ-રમના દશ દહાડાઓ, તીજા, દસમું, વીસમું, અને ચહેલમ વીગેરે દીવસે નિયાઝના જમણો ધામધુમથી થાય છે. નિયાઝમાં મુસલમાનોની વધુ વસ્તીવાળા લોકો બીરયાની તથા ઓછી વસ્તીવાળા ગામના લોકો મીષ્ટાન કરે છે. મજલીસ સમાપ્ત થઇ કે તુરતજ બધા લોકો પંગ-તમાં ગોઠવાઇ જાય છે. તેમની આગળ સુફરાપર પીરસેલી રકાબીઓ તથા શરબત વીગેરે મુકવામાં આવે છે. હવે આ સઘળા માતમદારો ખાણાને સારો ઇનસાફ આપે છે. આ નિયાઝના જમણો કોઇ ઉમે-દવાર, ફંડ કે ફાળાથી કરવામાં આવે છે.

## બુદ્ધિની કેળવણીની ખામી—

, મોહર્રમ મહિનામાં ઇસલામીઓ મોહર્રમના દહાડાઓ ગમ મા-તમમાં ગુજારે છે તથા દર જુમેરાતે તથા બીજા અનેક પ્રસંગોએ હઝરત ઇમામ હુસેન અ૦ ની મજલીસો કરે છે એ ઘણીજ ખુશી થવા જેવી બીના છે. પણ જેમ આ દહાડાઓથી ધાર્મિક લાભ લે-વામાં આવે છે. તેમ જો તે સાથે વ્યવહારિક લાભો પણ લેવામાં આવતા હોય તો એક પંથ દો કાજ જેવું થઇ પડે. આજકાલ ઇસલામીઓ કેળવણીમાં બહુ પછાત પડેલા છે. તેથી તેઓ ઇસલા-મના પવિત્ર ફરમાનોની ફીલસુફી તથા નૈતિક સ્થિતિથી તદન અજાણ જેવા છે. તેઓમાંના ઘણાઓ લગભગ જે કાર્યો કરે છે તે લાંબા

કાળથી ચાલુ હોવાને લીધે કરે છે. બીજાઓ જેમ કરે છે તેમ પોતાને કરવું, બીજાઓ જેમ રડે છે તેમ પોતે રડવું, બીજાઓ જેમ માતમ કરે છે તેમ પોતે માતમ કરવું, બીજાઓ જેમ નિયાઝોના જમણો જમાડે છે તેમ પોતે પણ જમાડવા, એમ દરેક સારી બાબતો પણ તેઓ બુદ્ધિ પુર્વક વિચારીને કરતા નથી. પણ તેમ કરવાનો રીવાજ છે તેથી કરે છે અથવા બીજાઓને તેમ કરતા જોઇ પોતે પણ તે ધોરણો ગ્રહણ કરે છે. આમ થવાથી તેઓ બુદ્ધિના ઉપયોગથી અટકતા ચાલ્યા છે અને દીનપ્રતિદીન ધાર્મિક તથા વ્યવહારિક પડતીમાં ગબડતા જાય છે. ધાર્મિક તરા વ્યવહારિક કાર્યોમાં બુદ્ધિ પુર્વક લાભોની માહિતી ન થાય ત્યાં સુધી તેવી બાબતો અંતઃકરણ ઉપર અસર કરે નહિ ત્યાં સુધી તેનો પવિત્ર લાભ હાસીલ થાય નહિ.

આવી કઢંગી સ્થિતિમાં કોમ આવી પડી છે. અને બુદ્ધિ પુર્વક તેઓ ધર્મની ખુબીઓને સમજી શકતી નથી. ખરેખર માત્ર બીજાઓ કરે તેમ કરવું, એવું ધોરણ કોમમાં દાખલ થઈ જવું અને તેને લઇ ક્રીયાઓ યાંત્રીક થઈ જવી એ કોમ માટે અતિ હાનીકારક છે.

**ઇસ્લામીઓની અજ્ઞાનતાનો દાખલો—**

લોકો મજલીસમાં આવે છે અને મુલ્લાંઓને રોવડાવવા જેવા આકારમાં પડતો જોઇ તેઓ રડે છે. પણ જો કદાચ મુલ્લાં તેજ વર્ણનો રોવડાવવાના આકારમાં નહિ પડે તો મજલીસી લોકોમાંનાને ભાગ્યેજ રડવું આવશે.

મારા પોતાના વ્હાલા વતન અમરેલીમાં મુલ્લાં કે મોલવીની ગેર હાજરી વખતે મજલીસ પડાવવાનું કામ મારે કરવું પડે છે. કોઇ

વખતે બહાર ગામમાં ગયો હોઉં કે જ્યા લોકોને હઝરત ઇમામ હુસેન અ૦ ની મજલીસોનો શોખ હોય છે અને મજલીસ ચાલુ હોય છે ત્યાં હું પણ મજલીસ પડાવવાનું કામ કરતો હોઇશ, એમ સમજી કેટલાક હિતેચ્છુ ભાઇઓ મને મજલીસ પડાવવા આગ્રહ કરી મીંબરપર એસવાનો લાભ આપે છે. આવે પ્રસંગે રકઝક કરવામાં કાંઇ માલ હોતો નથી તેથી તેવે પ્રસંગે સેવકબા બે ઘડી માટે મુલ્લાં બની જાય છે.

ઇસલામીઓમાં બુધ્ધિની કેળવણી દાખલ થાય તેનો હું હીમાયતી છું અને તેથી મને જ્યાં જ્યાં મારા ઇસલામી ભાઇઓ મળે ત્યાં ત્યાં તેઓની બુધ્ધિ કેવી કેળવાએલી છે તે જોવાની મને ઉત્કંઠા હોય છે. આવી ઉપર જણાવેલી એક મજલીસમાં કે જયારે હું મીંબરપર બેસી પડતો હતો ત્યારે મેં અલ્લાહપર તવક્કલ કરી મારા ઇસલામી ભાઇઓની બુધ્ધિ કેટલી કેળવાએલી છે તે તપાસવાનો અખતરો અજમાવ્યો.

મજલીસમાં સેવકે હઝરત ઇમામ હસન અ૦ ના પુત્ર હઝરત કાસીમની શહાદતનો હેવાલ જબાની કહેવા માંડયો. આ હેવાલમાં જયારે હું એ બ્યાન પર આવ્યો કે હઝરત કાસીમના બળવાન હુમલાથી અરઝક શામીના છોકરાઓ કતલ થઇ ગયા, ત્યારે મેં જેમ કોઇ ઇમામ પક્ષનો માણસ શહીદ થઇ ગયો તેમ ગળગળા અવાજે અને આંખમાં આંસુઓ લાવી કરૂણા જનક અવાજમાં હેવાલ જણાવ્યો. મજલીસમાંના કેટલાક કાચી બુધ્ધિના લોકો ડબ ડબ રડવા લાગી ગયા, આ હેવાલને હું બેવડાવી પડયો; તે એટલા માટે કે આ હેવાલ લોકોએ બરોબર સાંભળ્યો નથી તેવી શંકા મારા મનમાં રહેવા ન

પામે; પરંતુ બીજી વખતે પણ એજ પરિણામ આવ્યું, કે જે પ્રથમ આવ્યું હતું. આવી રીતે જ્યારે હું મારા અખતરામાં ફતેહમંદ નીવડયો ત્યારે કોમની દયાજનક સ્થિતિ માટે મારા અંતઃકરણમાં ઘણું લાગી આવ્યું અને એ પ્યારા ઇમામની મજલીસમાં મને મારી કોમની દયા જનક સ્થિતિ માટે કેટલાંક ગરમ આંસુઓ નીકળી પડયાં.

વળી હું કોઇ કોઇ વખતે મજલીસ ખલાસ થયા બાદ ઘેર ચાલતાં માર્ગમાં કેટલાક ભાઇઓને પુછતો કે, ભાઇ આજે મુલ્લાં સાહેબ મજલીસમાં શો હેવાલ પહડયા ? અને તેથી તમે શું સમજ્યા ? ને શું શીખ્યા ? આવો પ્રશ્ન સાંભળી કેમ જાણે તે મારાપર ગુસ્સે થતા અને મારા ઇમાનપર શક આવ્યો હોય તેવો દેખાવ કરી કહેતા કે શું પડયા ? મજલીસ પડયા !! ગમનું બયાન પડયા !!! સવાબ મળ્યો ! બીજું તે શું મળે ? આવી રીતે મેં માણસ જોઇને ઘણાને અને જુદા જુદા ગામોમાં પુછી જોયું અને છેવટે મને ખાત્રી થઇ કે કોમમાં એટલી તો અજ્ઞાનતા પ્રવેશ થઇ ગઇ છે કે તેની હદ નથી અને કોમની અજ્ઞાનતાની બીમારી અસાધ્યતામાં પહોંચી ગઇ છે. જ્યારે પુરૂષોમાં આવી સ્થિતિ છે તો પછી સ્ત્રીઓની કેવી માઠી દશા હશે તે સમજી લેવું કાંઇ મુશકેલ નથી.

**મજલીસ ન્યામત છે—**

ઇસલામી બેરાદરો મજલીસોમાં પધારે છે. પણ જો તેમની બુદ્ધિ કેળવાએલી હોય અને તેઓ બુદ્ધી પુર્વક લાભો શોધી કહાડતા હોય તો આ ન્યામત સમાન મજલીસો વધુ જોશ આપનારી થઇ પડે.

મેં ઘણા ઘણા દેશોની તવારીખો અને ઘણા ઘણા માણસો

પુરૂષોનાં જીવન ચરિત્રોનો અભ્યાસ કીધો છે; પરંતુ હઝરત ઇમામ હુસેન અ૦ ના જીવન ચરિત્રથી મને જે જે સુબોધો મળ્યા છે તેની બરાબરીમાં કોઇ તવારીખ કે જીવન ચરિત્ર આવી શકે તેમ નથી. આ મજલીસોના બયાનમાં કે જેમાં મુખ્યતવે પંજેતન પાકના જીવન ચરિત્રોનો હેવાલ આવે છે. તેમાં મનુષ્ય ઉન્નતિના ઉત્તમ પાઠો ભર્યા છે. સત્યપર પ્રેમ રાખવાના નિર્મળ ઝરાઓ તેમાં સદા વહ્યાજ કરે છે. ફરજ બજાવવામાં જે દ્રઢતા જોઇએ તેનાં અસરકારક દ્રષ્ટાંતો તેમાં ભરપુર છે. કોમોન્નતિ તથા દેશોન્નતિનાં માતબર કારનામાઓથી તે શોભાયમાન છે. અલ્લાહનો પ્રેમ, શુધ્ધ બંદગી, સંતોષ, સબર, શુક્ર, અસત્યનો તિરસ્કાર, માણુસાઇ તથા નીતિના એકંદર ગુણોની હઝરત ઇમામ હુસેન અ૦ તરફથી થએલી બજાવણી વીગેરેના અમૃત સમાન પાઠો ભર્યાં છે કે જેનું બુદ્ધિ પુર્વક મનન ઇનસાનોને અજ્ઞાનતાના અઘોર સાગરમાંથી ઘસડી કહાડી પવિત્ર નીતિના સ્વર્ગીય શીખરપર પહોંચાડી આપે છે વળી આજકાલ પછાત પડેલી ઇસલામી કોમની ઉન્નતિ માટે તો તે એક પારસ સમાન છે. કોમના અજ્ઞાનતા રૂપી ત્રાંબાને તેનો સ્પર્શ કંચન બનાવી આપે છે. જો ઇસલામી ભાઇઓ આ મજલીસોના બયાનોની ખુબીઓ તરફ લક્ષ આપે તો તેમની ઉન્નાત માટે આ મજલીસોના થોડાજ પાઠો બસ થશે, પરંતુ શરત એટલી કે યાંત્રીક નાહિ પણ બુદ્ધિ પુર્વક નિહાળવાની જરૂર છે. જેમ જેમ તેના પાઠોને બુદ્ધિના સંઘાડાપર, ચડાવવામાં આવશે તેમ તેમ તેમાંથી ધાર્મીક તથા વ્યવહારીક ઉન્નતિના સુશોભિત રમકડાઓ બની શકશે.

ઉપર જણાવેલો નસીહત ભરેલો બોધ યાને હઝરત ઇમામ હુસેન

અ૦ પર પડેલી મુસીબત માટે રોવા તથા માતમ કરવાના સવાબો ઉપરાંત બીજા ધાર્મિક તથા વ્યવહારીક શા શા લાભો થાય છે તે માટેનું કેટલુંક બયાન મેં કેટલીક મજલીસોમાં પડી બતાવ્યું અને તેથી સમજુ વર્ગમાં ઘણો સંતોષ થએલો જણાયો. બલકે ઘણા માણુસો કે જેઓ મજલીસોમાં બહુજ થોડો હીસ્સો આપતા હતા તેવાઓ પણ તે સાંભળવાને હાજરી આપવા લાગ્યા. જેથી સ્વભાવિક ઇચ્છા થઇ કે જો આ બાબત માટેનો એક લઘુ ગ્રંથ લખી મજલીસોમાં છુપેલો ખજાનો ખોલી આપવામાં આવે તો તેની સારી અસર થયા વિના રહેશે નહિ એવાંજ મારા શુદ્ધ ઇરાદાને લઇ આ લઘુ ગ્રંથ રચી છપાવવામાં આવ્યો છે. હું દરેક રીતે આશા રાખું છું કે મારા ઇસલામી ભાઇઓ તેનો લાભ લેવા ચુકશે નહિ.

આ લઘુ ગ્રંથમાં તેવા બધા પાઠો બતાવવાની જગો નથી: તથાપિ બુદ્ધિ પુર્વક નિહાળવાની મીઠાઇનો સેમ્પલ ચખાડવાની કોશીશ કરવામાં આવી છે કે જે સેમ્પલ જોઇને અગણિત જાતની મીઠાઇ બુધ્ધિશાળી પુરૂષો બનાવી શકશે. જેમ જેમ તેઓ આ નસિહતના પાઠોને બુધ્ધિપુર્વક નિહાળતા જશે તેમ તેમ તે બુધ્ધિના મહાસાગરમાંથી નૈતિક, શારીરિક, માનસિક આદિ ઉન્નતિના અમુલ્યના જવાહીરો શોધી કહાડશે, પણ તે એવી શરતે કે તે જવાહીરો કહાડવા માટે બુધ્ધના માહાસાગરના મરજીવા બનવાની કોશીશ કરવી પડશે.

## વિષયની ચુંટણી—

આ લઘુ ગ્રંથ ખાસ મોહર્રમની મજલીસોના હેવાલમાંથી બુદ્ધિ પુર્વક પાઠો મેળવવા લખવામાં આવ્યો છે. તેથી માત્ર દસ દીવસની

મોહર્રમની મજલીસમાં આવતા બયાન પરથીજ ઉપજતા ભલા વિચારોનું દીગદર્શન કરવામાં આવ્યું છે.

મોહર્રમના દસ દહાડાઓમાં અમુક અમુક જગોના અપવાદ સિવાય લગભગ બધે જે કીતાબમાંથી બયાન પહડવામાં આવે છે તેવીજ પસંદગી મેળવી ચુકેલી કીતાબમાંથી બુદ્ધિપુર્વક નિહાળવાના પાઠો ચુંટી કહાડવામાં આવ્યા છે. આવી કીતાબ તે 'રોઝતુશ શોહોદા' છે કે જે ઇસલામીઓમાં અતિ માન પામેલી છે. અને તેની પ્યારી રાહને લઇ તે માનીતિ થઇ પડી છે. આ લઘુ ગ્રંથમાં તેની રાહપર બીલકુલ ધ્યાન આપવામાં આવશે નહિ; કેમકે અહીંતો બુદ્ધિપુર્વક વિચાર કરી ધાર્મીક તથા વ્યવહારીક લાભો મેળવવાનું પ્રાધાન્ય સ્વીકારેલું છે.

પ્રસ્તાવનાને સમાપ્ત કરતાં પહેલાં એ પણ જણાવી આપવું જોઇએ કે મોહર્રમના દસ દહાડાની મજલીસોમાં પ્રથમની ચાર મજલીસોમાં હઝરત મોહમ્મદ સ૦, હઝરત અલી અ૦, હઝરત ફાતમા ઝેહરા અ૦, તથા હઝરત ઇમામ હસન અ૦ નો હેવાલ પડવામાં આવે છે અને ત્યારબાદની છેવટની ૭ મજલીસોમાં હઝરત ઇમામ હુસેન અ૦ નો હેવાલ રજુ થાય છે. માટે પ્રથમની ચાર મજલીસોના હેવાલને પણ જો આપણે સાથે લઇએ તો એકંદર પંજેતને પાકના વચનોથી પણ અનેક સુબોધ મેળવવાનું ભલું કાર્ય આપણાથી થઇ શકશે. એટલે કે આમ થવાથી એકંદર દસ મજલીસોનો હેવાલ આપણને અગત્યનો થઇ પડતાં તે મજલીસવાર નસીહતોની સંકલના આ લઘુ ગ્રંથમાં રજુ થશે. હું આશા રાખું છું કે મેં જે શુદ્ધ ઇરાદાથી

આ પુસ્તક રચી પ્રગટ કરવાનું મુનાસબ ધાર્યું છે તેમાંનો સહેજ હેતુ જો સફળ થશે તો મારી કોશીષ ઠેકાણે લાગી છે એમ માની તે માલીકો મુખ્તારનો એહસાન માનીશ.

અમરેલી<br>ઈ. સ. ૧૯૦૯

લખનાર<br>એદલજી ધનજી કાબા.



# ત્રીજી આવૃતિ.

આ કીતાબની પહેલી આવૃતિની ૧૦૦ નકલો કોમી હમદર્દ શેઠ ફાઝલભાઇ જુમ્માભાઇ લાલજીએ તથા બીજી આવૃતિની ૧૫૦ નકલો જંગબારવાળા આશકે હુસેન શેઠ હાજી મેહરાલીભાઇ વીસરામે વકફ કરાવી, તેના પ્રચારમાં ઘણીજ અનુકુળતા કરી આપી હતી અને તેનોજ પ્રતાપ હતો કે આ કીતાબ વધુને વધુ કોમી બીરાદરોના વાંચન તળે પહોંચતી થઇ અને મોહોરમની તવારીખ પર શારીરિક, માનસિક, નૈતિક તથા આત્મિક દ્રષ્ટિ નાંખવાના તેના પાઠો કોમી જીગરોમાં જઇ પહોંચ્યા.

મોહોરમના બનાવ ઉપરથી શારીરિક, માનસિક, આર્થિક, નૈતિક તથા આત્મિક સબકો હાંસલ કરવા માટેનું ગુજરાતી ભાષામાં આ પહેલ વહેલું પુસ્તક હતું અને મોહરમના બનાવ ઉપરથી કોમે આવા સબકો હાસલ કરવા એજ તેનું એજમતી પરીણામ હોવું જોઇએ, તે આ પુસ્તકે ઘણા બીરાદરોને દેખાડી આપ્યું અને તેથી તેના માટે અનેક બુધ્ધિશાળી બેરાદરોના મુખથી ઘણો સારો અભિપ્રાય નીકળ્યો. ઇસલામી વર્તમાન પત્રકારો તથા લેખકોએ તે માટે ઘણાજ ઉંચા મતો જણાવ્યા. શ્રીમંત સરકાર ગાયકવાડ સેના ખાસ ખેલ શમશેર બહાદુરના દેશી કેળવણી ખાતાએ શાળામાં પાસ થતા વિદ્યાર્થીઓને ઇનામ આપવા માટે પણ તેને મંજુર કીધું. આ સઘળા ઉપરથી તેની ચાહના વધતી ચાલી અને તેને લઇ તેની બીજી આવૃતિ પણ બહુજ જલદીથી ખલાસ થઇ ગઇ.

આ કીતાબ એવા તવારીખી સુંદર પાઠો આપનારી છે કે, જેનો ઇસલામી કોમમાં બોહોળો ફેલાવો થવા જરૂર છે. તેના વાંચનથી

કોમમાં સામાન્ય જાગૃતિ ઉત્પન્ન થાય અને કોમ ખરી રીતે કોમ થવાને લાયક બને એ સંબંધમાં કોઇના પણ બે મતો હોયજ નહિ અને તેથી તેની ત્રીજી આવૃતિ છપાવવાની અમારી જીજ્ઞાસા સતેજ થઇ; પરંતુ કાગળો તથા છાપખાનાની જણસોની અનહદ મોંઘવારી તથા અમારી ગરીબ સ્થિતિને લઇ અમો તેના ખર્ચના બોજાને ઉપાડી શકવાને સામર્થ્યવાન થઇ શકતા નહિ હતા. વળી અમોપર દીની-તથા દુન્યવી સાહિત્ય ફેલાવવાના અસંખ્ય બોજાઓ પડેલા છે અને તે બોજાઓને હલકા કરવાને અમો રાત્રી દિવસ મચ્યા છીએ; તેથી, ખુદા જે મુસબ્બુલ અસબાબ છે, તેનાપર પૂર્ણ આસ્થા રાખી, તે કામમા મદદ મળવાને અમારા તરફથી બહાર પડતા માસિક "નુરે હીદાયત" ના બીજા વર્ષના અંક ત્રીજામાં સાધારણ અપીલ છાપી વિનંતી કીધી. અને તેમાં એમ પણ જણાવ્યુ કે, "અમોએ આજદીન સુધીમાં જે:સાહિત્યની સેવા બજાવી છે તે જાહેર વાત છે. લગભગ સો જેટલાં કીતાબો અમો બહાર પાડી ચુકયા છીએ અને તેમ કરી અમો કોમનો વિશ્વાસ મેળવી શકયા છીએ, તો કોમે અમારી આ માગણી સ્વીકારવી જોઇએ, કે જેથી મોહોરમની ખુત્બાઓની ત્રીજી આવૃતિ પણ છપાય અને કોમના સઘળા લોકો તેને પોતાની મીલકત સમજી લાભ હાસલ કરે."

ખુદાતાલા મુસબ્બુલ અસબાબ યાને "સંજોગોને ઉત્પન્ન કરી આપનાર" છે. સંજોગ ઉત્પન્ન કરી આપનારજ તેનું નામ છે. ખુદાતાલાના મુસબ્બુલ અસબાબ હોવાને લઇ અમોને પૂર્ણ આશા હતી કે, તે જરૂર સંજોગ ઉત્પન્ન કરી આપશે અને તેણે તે કરી પણ આપ્યો અને તેનું વ્યવહારૂ પારણામ કરાંચીવાળા શેઠ કરીમભાઇ વલીભાઇના નીચેના સદાખરા ઉતારી લીધેલા પત્રથી આવવા પામ્યુ.

૭૮૬

કરાંચી તા. ૧૪-૬-૧૮

સ. સ.

**નેક નામદાર શેઠજી સાહેબ.**

શેઠ એદલજી ધનજી કાબા જોગશ્રી અમરેલી. કરાંચી બંદરથી લી. ખોજા કરીમભાઇ વલીભાઇના સલામ વાંચશો જત સલામ સાથ લખવાનું કે-" નુરેહિદાયતનો " અંક ત્રીજો માર્ચ માસનો તા. ૩-૫-૧૮ નો તમોએ પ્રગટ કરેલો છે, તેમાં મોહરમની ત્રીજી આવૃતિની કીતાબો ૧૦૦ સો છપાવવાની બાબત આપે પ્રગટ કરી છે, તો તે બાબતમાં લખવાનો ખુલાસો કે-તે મોહરમની ખુબીઓની કીતાબો ૧૦૦ ત્રીજી આવૃતિ મુજબ નિચેના નામે વકફ તરિકે આપણા ભાઇઓની માગણી મુજબ મોકલી આપવા મેહરબાની કરશો. જેના ખરચ સારૂ રૂ. ૧૦૦, અંકે સો આજરોજ ૧ નોટ રજીષ્ટર કરી મોકલી છે તે પહોંચેથી પહોંચ લખશો.

અમારા પિતાજીના ફ્હના સવાબ માટે-તે અમારા પિતાજી વલીભાઇ માહમદભાઇ શ્રી મોરવાડવાલા હાલ કરાંચી બંદર.

અમારા દાદાના રૂહના સવાબ માટેતેતે અમારા દાદા માહમદભાઇ વશરામભાઇ શ્રી મોરવાડવાલા હાલ કરાંચી બંદર.

ઉપરના નામે પચાસ પચાસ કીતાબો જુમલે કીતાબો સો વકફ કરી જાહેર ખબરમાં લખી મોકલી, મંગાવતા ભાઇઓને મોકલી આપશો બીજી કીતાબો છપાય ને તૈયાર થએથી, અમોને ખબર આપશો. એટલે અમારે ૧૫-૨૦ કીતાબ, તેમાંથી જુદે જુદે ઠેકાણે મોકલાવવાની છે તે અમો તમોને ખબર આપશું. તે પ્રમાણે મોકલી આપશો.

**લી. ખોજા કરીમભાઇ વલીભાઇ દા. માહમદભાઇ બાબુલ ઢીંબીવાળાના સલામ.**

ઉપર પ્રમાણે શેઠ કરીમભાઇ વલીભાઇની ઉદારતાથી આ ત્રીજી આવૃતિ છપાવવાને તથા કોમી રેકર્ડપર રજુ કરવાને અમો શક્તિવાન થયા છીએ અને તેમ થતાં શેઠ કરીમભાઇ વલીભાઇએ જે સાહિત્ય પ્રેમ પ્રદર્શિત કીધો છે તે માટે અમો તેમને ધન્યવાદ આપીએ છીએ. અને સાથે સાથે ખુદાતાલાની પાક જનાબમાં દોઆ ગુજારીએ છીએ કે, શેઠ કરીમભાઇ વલીભાઇના જેવો સાહિત્ય પ્રેમ બીજા શ્રીમંતોના દીલમાં તે ઉતપન્ન કરે અને કોમી રેકર્ડ કોમી સાહિત્યથી ભરપુર થઇ જઇ, કોમી અજ્ઞાનતાનો સમુળગો નાશ કરે આમીન.

**અમરેલી**
ઇ. સ. ૧૯૧૮

ખાદીમે ઇસલામ.
**એદલજી ધનજી કામા.**



૭૮૬

# મોહર્રમની ખુબીઓ

## મજલિસ પહેલી.



### પારકાનો હક—

મુલ્લાં મિમ્બરપર બેશી વાએઝમાં જણાવે છે કે:—હઝરત પેગમ્બર સ૦ જ્યારે છેલ્લી બીમારીમાં હતા ત્યારે પોતાનામાં ચાલી શકવાની તાકાત નહોતી; પણ અસહાબોના ખભાને હાથ અડકાડી ટેકાથી મસ-જીદમાં પધાર્યા. મિમ્બરપર ચહડી તે કરીમો કારસાઝની તારીફ બાદ સુકૃત્યો સાધવાની ભલામણ અને દુષ્ટ કાર્યોની મનાઇ કીધી. બાદ જણાવ્યું કે “ એ લોકો, હવે મારી જીંદગીના છેલ્લા દહાડા છે. હું ખુદાતાલાની મુલાકાતથી મુશરરફ થવાનો છું. માટે જે કોઇનો મારાપર હક્ક કે કરજ હોય તે યાદ કરીને અહીંજ માગી લે. કીયામતના દહા-ડાપર બાકી રાખે નહિ ” એક બે માણસો નાની નાની રકમો માગતા હતા તેમણે જણાવી મેળવી લીધી. અકાશા નામના માણસે જણાવ્યું કે “ આપનો ચાબુક મને લાગેલો છે, તેનો બદલો મને મળવો જોઇએ. ” ભલા પેગમ્બરે ઘેરથી ચાબુક મંગાવી અકાશાને આપી મારવા જણા-

વ્યું. તેણે કહ્યું કે મને ચાબુક વાગ્યો ત્યારે મારૂં શરીર ખુલ્લું હતું. હઝરતે તુરતજ પોતાનું પેહરણ ઉતારી પીઠ ખુલ્લી કીધી."

આ બયાનથી બોધ લઇ શકીએ કે આપણે પણ એવી રીતે મરીએ કે તે વખતે આપણાપર કોઇનો હક યા કરજ ન રહી જાય. પરંતુ આપણે તો આવી રીતના બયાનો મજલીસોમાં સાંભળીએ છીએ; છતાં લોકોના હક તથા કરજ અદા કરવા કશીપણ દરકાર કરતા નથી. બલકે વિશ્વાસઘાત કરી લોકોના નાણા હજમ કરી જઇએ છીએ. ખુદાનો ખોફ કે મજલીસના બયાનનો પાસ રાખતા નથી. મજલીસમાં ગયા અને નેક વાત સાંભળી; પરંતુ તેનાપર અમલ નહિ કીધો તો પછી શું લાભ થયો ? સાકર સાકર કરવાથી કાંઇ મુખ મીઠું થઈ જતું નથી. તેવીજ રીતે નેક વાતોપર અમલ કરવાથીજ હેતુ પાર પડે છે. ઉપરના મજલીસના બયાન મુજબ જ્યારે આપણે બીજાઓના હક કે કરજ આપણી ગરદનપર નહિ લઇ જવાની રૂઢી અખ્તેયાર કરીશું ત્યારે આપણી જીંદગી કેવી પવિત્ર થઇ જશે ? માટે બુદ્ધિ પુર્વક સાંભળવું જોઇએ.

## સ્ત્રીઓ માટે શું બહેતર છે ?—

મુલ્લાં મિમ્બરપર બયાન કરે છે કેઃ—હઝરત મોહમદ સ૦ એમણે એક દીવસે અસહાબોને પ્રશ્ન કીધો કે "બતાવો કે સ્ત્રીઓ માટે શું બહેતર છે ?" કોઇએ જવાબ આપ્યો નહિ; પણ હઝરત અલી સાહેબ ઘરમાં જઇ જનાબ ફાતેમા અ૦ ને પુછી આવ્યા અને જણાવ્યું કે "સ્ત્રીઓ માટે એ બેહતર છે કે નામાહરમથી પોતાને છુપાવે, તેમ પોતાની આંખ નામાહરમપર નાખે નહિ.

કે નાંમાહરૂમ સે અપને કો છુપાવે,
ન અપના ચશ્મ નામાહરૂમપે ભાવે,

અહા ! કેવું સુંદર ફરમાન ! સ્ત્રી પુરૂષોને શાહવતના દુષ્ટ કર્તવ્યોથી બચાવવાની તેમાં અકસીર દવા ભરેલી છે. જ્યારે સ્ત્રી પરાયા મરદને જુએ નહિ અને પરાયા પુરૂષો પણ પરાઈ સ્ત્રીને જુએ નહિ, તો તેઓ કદી પણ દુષ્ટ ઇચ્છાને આધીન થાય નહિ. ઇચ્છાને આધિન થશે નહિ તેથી તેઓ આ દુષ્ટ કાર્યને લગતા અનેક દુરગુણોથી બચી જશે.

સ્ત્રીઓ આવાં ફરમાનો સાંભળે છે પરંતુ વધુ સ્ત્રીઓ તેને બુદ્ધિ પુર્વક સાંભળતી જણાતી નથી. સ્ત્રીઓ કેળવણીમાં પછાત છે. અને તેમને હદ બહાર છુટાપણું આપવામાં આવે છે. ખુબસુરત સ્ત્રીઓ ખુબસુરત કપડાંઓ પહેરી કુરશીઓપર દુકાને બેઠેલી ઘણા ગામોમાં નજરે પડશે. પાન પર પાન ચડતા હશે. મલાહજાનું તો નામજ નહિ. વાચાળતો એવી કે પુરૂષોને બી દમ ભરાવે. મજલીસમાં સાંભળેલું બયાન જરાપણ તેઓના અંતઃકરણમાં ઉતર્યું હોય તો, તેણીઓ આવી નીતિની નબળાઇને આધીય થવા પામે નહિ. વ્હાલી બેહનો આ મજલીસનું બયાન બુદ્ધિ પુર્વક સાંભળશે તો, તેણીઓ પોતાની જીંદગીને નીતિવાન બનાવી શકશે. પરીણામે તેમના બાળકો પણ નીતિવાન બની કોમને સેતારાની માફક ચળકાવી શકશે.



# મજલિસ બીજી.

---

## શારીરિક બળ—

મુલ્લાં બયાન કરે છે કે હઝરત અલી અ. ઘણુાજ બળવાન હતા. ઓમર અંતર જેવા મહાન બળવાન યોધ્ધાઓને જોત જોતામાં મારી પછાડ્યા. ખેબરની લડાઇમાં એવી તો પહેલવાની દેખાડી કે જે જોઇ લોકો તેમના બળ વિષે આફ્રીન કહેવા લાગ્યા. અને જેને લઇ આપનું નામ "અલ્લાહના શેર" પડયું. તેઓનું નામ "ગેરફ્રોર" પડયું; યાને લડાઇના મેદાનમાં કદી પણ પીઠ બતાવનાર નહીં હતા "લાફ્તા ઇલ્લા અલી લા સેફ ઇલ્લા ઝુલ્ફેકાર" યાને હઝરત અલી અ. સીવાય ફતેહ નહિ અને તેમની તલવાર સિવાય તલવાર નહીં પ્રખ્યાત છે. જમાનાના પહેલવાનો તેમનુ નામ સાંભળી કાપતા હતા. વીગેરે.

અમો આવી વાણી સાંભળીએ છીએ છતાં તે પર જરા પણ વિચાર કરતા નથી, આવા બળવાન શારીરિક પરાક્રમોની વાતો સાંભળવા છતાં અમો પોત્તાનું શારીરિક બળ વધારવા બીલકુલ પ્રયત્ન કરતા નથી આજકાલ અમારા શરીરો તદ્દન નબળા બાંધાના માંદા જેવાં અને કોમળ થઇ ગયાં છે. અનેક જાતના રોગોએ અમારામાં વાસો કીધો છે. ગાઉ બે ગાઉ ચાલવું હોય તો ગાડી જોઇએ. તહાડ તડકો અમારાથી સહન થઇ શકતો નથી. જો અમો મૌલાના બળની વાતોને બુધ્ધીપુર્વક સાંભળીએ તો અમો પોતાના શારીરિક બળો વધારવા

પ્રયત્ન કર્યા વિના રહીએ નહીં. ખરેખર ઇસલામીઓએ મોલાના બળના વર્ણનથી હવે પોતાની શારીરિક શક્તિઓ ખીલવવાને અંગ કસરત વીગેરેની સંસ્થાઓ, ક્રીકેટ, ફુટબોલ તથા કલબો વીગેરે સંસ્થાઓ ખોલવાની બહુજ જરૂર છે.

## વ્યભિચાર પ્રત્યે તિરસ્કાર—

મુલ્લાં કહે છે કે હઝરત અલીએ નહેરવાનની લડાઇ ફતેહ કીધી ત્યારે તેની ખુશખબરી કુફામાં આપવા માટે અબ્દરહેમાન ઇબ્ને મુલજીમને રવાના કીધો. તે કુફાની ગલીઓમાં ખુશ ખબરી સંભળાવતો હતો, તેવામાં તેણે એક ગાયનનો જલસો જોયો. તેમાં એક પરી જેવી નાયકા નાજે નખરા સાથે નાચતી હતી. તેણીની ખુબસુરતી જોઇ અબ્દરહેમાનની શેહવત ઉશ્કેરાઈ ગઇ. તેણી સાથે નીકાહની ઇચ્છા જણાવતાં તેણીએ મેહરમાં હઝરત અલી અ. નું સર મુબારક લાવી આપવા જણાવ્યું. શેહવતમાં અંધ બનેલા અબ્દરહેમાને તે વાત સ્વીકારી, હઝરત અલી અ. પર મસજીદમાં જ્યારે તેઓ નમાઝ પડતા હતાં ત્યારે તલવારથી હુમલો કરી શહીદ કીધા.

આ બયાન કેટલું બોધદાયક છે, પારકી સ્ત્રીના પ્યારમાં મનુષ્યો કેવાં દુષ્ટ કર્તવ્યો કરી બેસે છે તેનો અચ્છો ખ્યાલ આપે છે. પરસ્ત્રી સમાગમથી ઇમાન તથા આબરૂ નાશ પામે છે. હઝરત અલી અ. જેવા મહાત્મા પુરૂષ થોડાક વર્ષ વધુ જીવવા પામ્યા હતે તો જગતનું કેટલું બધું કલ્યાણ કરી શકતે? મગર વ્યભિચારીએજ તેવા મહાત્મા પુરૂષને દુનિયામાંથી ખસેડવા કારણ આપ્યું છે.

અમો મજલીસોમાં આવા આવા ફરમાનો સાંભળીએ છીએ

છતાં પણ પર સ્ત્રી સમાગમની બદી અમારી કોમમાંથી નાબુદ થતી નથી એ દીલગીરીની બીના છે. ખરી કમાણીનો પૈસો બરબાદ થવા સાથે કોમ, કુટુંબ તથા દેશનું અકલ્યાણ થાય છે, પોતે વ્યભિચારી બની બીજાઓને તેવું શિક્ષણ આપે છે. અમારી કોમમાં આ ચાલતી બદી સાબીત કરી આપે છે કે કોમ મજલીસના વાએજને બુધ્ધીપુર્વક સાંભળતી નથી. ત્યારે શું પોથા માંહેલા રીંગણા ગણે છે? ભાઇઓ જરા બુધ્ધીપુર્વક સાંભળો અને નીતિનું રક્ષણ કરો.

## ઝિના ત્યાં ફના—

મુલ્લાં વાએઝમાં જણાવે છે કે:—પોતાના મહેરમાં હઝરત અલી અ. નું સર માગનાર કુતામાં સ્ત્રીની મનની મુરાદ પુરી થઇ નહિ. તેનો આશક પકડાયો અને હઝરત ઇમામ હસન અ. ના હાથથી માર્યો ગયો.

આ વાએઝ વ્યભિચારની દુષ્ટતા બતાવવા સાથે એમ પણ બોધ આપે છે કે, પોતાનો વ્હાલો પ્રાણ પણ જાય છે. આવા મજલીસના સોનેરી સખુન સાંભળવા છતાં પણ અમારા ઇસલામી ભાઇઓ દર વરસે કેવાં કેવાં મહાન નુકસાનો સહન કરે છે તે જગ જાહેર છે. ઘણાકોના હાડકાં પાંસળાઓ ભાંગી જાય છે. ઘણાકો મુંઢ માર ખાઈ ખાટલે પડે છે. ઘણાકો જેલ જાત્રા ભોગવે છે. ઘણાકો કીયામત સુધીનો કુસંપ કોમમાં દાખલ કરે છે. ઘણાકો લાખોની દોલત લુંટાવી ઝીના ત્યાં ફનાની કહેવતને અમલમાં મુકે છે. આ મીજલીસનામાટે વાએજને બુદ્ધિપુર્વક સાંભળવાજ જરૂર છે.

## નીતિ ભરેલી તરફેણ—

મુલ્લાં વાએઝમાં જાણાવે છે કે:—દુષ્ટ અબ્દરહેમાન હઝરત અલી અ. ને શહીદ કરી નાસતો હતો તેવામાં તેના કાકાએ પકડી કેદ આણ્યો. કેવું સુંદર અને નાદર વાક્ય! નીતિના કેવા સુંદર પાઠો શીખવે છે. તેના કાકાને નીતિ કેટલી વ્હાલી હતી કે પોતાનો ભત્રીજો છતાં પણ તેને સંઘર્યો નહિ. આવો સુંદર બોધ સાંભળવા છતાં અમારા ઇસ-લામી ભાઇઓ પોતાના ભાઇઓની અનીતિ તરફ આંખ આડા કાન કરી તેમને બચાવે છે. અને આડકત્રી રીતે અનીતિવાન બનવા ઉત્તે-જન આપે છે. તેવા અનીતિવાળાને નીતિવાન જાહેર કરી ખોટા સાક્ષી પુરાવા કોર્ટમાં આપે છે. અને પૈસાની મદદ કરે છે. તેવાઓએ આ મજલીસના બોધથી શીખામણ લેવી જોઇએ, અને ગમે તે મિત્ર કે કુટુંબી છતાં અનીતિને આશ્રય નહીં આપવો જોઇએ. અનીતિવાન પુત્ર કે કુટુંબીને નહિ ચાહતા બીજા નીતિવાનોને ચાહતાં શીખવું જોઇએ.

## મિસ્કીનોને મદદ—

મુલ્લાં વાએઝમાં સંભળાવે છે કે:—હઝરત અલી અ. ને દફન કરી જ્યારે ઇમામ હસન હુસેન ઘેર આવતા હતા ત્યારે માર્ગમાં એક ખરાબામાં કોઇના રડવાની અવાજ આવી. સખી દીલ ગુરદાવાલા અને દયાળુ ભાઇઓ ત્યાં ગયા. જોયું તો એક આંધળો બાહાલે પરેશાન, ઝાર ઝાર રડી રહ્યો છે. પુછગાછથી તેણે જણાવ્યું કે હું આંધળો છું. બુઢો અને અશક્ત છું. એક માણસ દરરોજ મારી ચાકરી કરી જતો, મને ખવરાતો વી. મારી સઘળી બરદાસ લેતો હતો. આજ ત્રણ દીવસ થયા તે આવ્યો નથી. તેથી હું રડું છું. તે માણસની

ઓળખાણ કરાવતાં તેણે જણાવ્યું કે હું જોઇ શકતો નથી. પણ તે દરેક વખતે અલ્લાહનો જીકર કરતો હતો. મેં તેને નામ જણાવવા ઘણી કોશીષ કીધી. પણ તેણે જવાબમાં એટલુંજ જણાવ્યું કે તું મીસ્કીન છે તો હું પણ મીસકીન છું. તું દુખી છે તો હું પણ દુખી છું. જ્યારે બન્ને ભાઇઓએ જણાવ્યું કે તે તો અમારા પીતા હઝરત અલી અ૦ હતા.

ઉપરના વાએઝથી આપણે કેટલો બધો ધડો લઇ શકીએ હઝરત અલી અ. ની પૈરવીશી આપણા અશક્ત, લુલાં, પાંગળા ભાઇઓને મદદ કરવાનું ધ્યાનમાં લઇ શકીએ. મોટાઇ માટેની સખાવત તરફ તિરસ્કાર બતાવવાનું શીખી શકીએ. હઝરત અલી અ. અપંગોને કેવી રીતે છુપાઇને મદદ કરતા, તે એટલે સુધી કે જેને મદદ આપવામાં આવે છે તેને ખુદને ખબર ન પડે કે આ મદદ કોણના તરફથી મળે છે. અમો અશકતોને મદદ આપવાને બદલે હટ્ટા કટ્ટા સુશટંડા જેવાને સખાવતથી નવાજીએ છીએ. ખરા હકદારો માર્યા જાય છે અને બીજાઓ જેઓ ધર્માદો મેળવવાને બીલકુલ લાયક નથી તેવાઓ પી ધરાય છે. હજારો લાખોની દોલત ધર્મવે ખડાને ધુતી નેહાલ થઇ જાય છે. આવા ધુતેલા ધનથી શરાબ, ગાંજા અને નાચ રંગના કામો કરી ધર્મને નામે મેળવેલા પૈસાનું અપમાન કરે છે તેમનો વબાલ આપનારની ગરદન પર પડે છે. ભાઇઓ સાંભળો અને ખરા હકદારોનેજ મદદ કરો.



# મજલિસ ત્રીજી.



## પતિની સેવા-

મુલ્લાં વાએઝમાં સંભળાવે છે કે- જનાબ ફાતમાએ પોતાની વફાત સમયે પોતાના ખાવીંદ હઝરત અલી અ૦ ને કહ્યું કે મારાથી આપની કોઇ અમાન્યતા થઇ હોય તો માફ કરશો. હઝરત અલીએ જણાવ્યું કે તમોથી કોઇ કામ એવું નથી થયું કે જેણે મારૂં દીલ આઝુર્દા કીધું હોય.

હઝરત અલી સાહેબના બોલથી સંપૂર્ણ સિદ્ધ થાય છે કે હઝરત ફાતમાં ઝેહરાએ એવો એક પણ બનાવ પોતાના જીવન ચરિત્રમાં રજુ નથી કીધો કે, જેને લઇ હજરત અલી અ૦ નું દીલ જરાપણ આઝર્દા થવા પામ્યું હોય. કેવી ભલી શાણીને સદગુણી બાનુ ! ઇસ્લામી સ્ત્રીઓ! હઝરત ફાતેમા અ૦ ની લોંડીઓ હોવાનો ફખર કરે છે છતાં તેમનું વર્તન ઘણુંજ શરમ ભરેલું જોવામાં આવે છે. ઉપરનું વાએઝ સાંભળવા છતાં તેણીઓ ઘણે ભાગે અજ્ઞાન અને ધણીઓને પજવ્યા કરે છે. તેની તાકાત ન છતાં ઘરેણાં, કપડાં લતા માટે તકાજાઓ કરી તેનું મન હંમેશાં દીલગીર રાખે છે. અથવા કરજના બોજામાં ઉતરાવે છે. તોછડી અને અસભ્ય ભાષાથી તેનાં શરીરમાં છીદ્રો પાડે છે. રાત દિવસ પોતાના ધણીની ચુગલીઓ બીજીઓ પાસે કરે છે. તેવું કરવા છતાં કહે છે કે અમો જનાબ ફાતમા અ૦ ની દાસીઓ છીએ, ખરેખર જો તેણીઓએ હઝરત ફાતેમા અ૦ ની દાસીઓ થવું હોય તો ઉપરનો મજલીસનો બોધ

બુદ્ધિ પુર્વક સાંભળવા જોઇએ અને તે પાક બાનુને પગલે પગલે ચાલી તેના સદગુણોનું અનુકરણ કરવું જોઇએ. તમો છેલ્લા બીછાનાંપર હો ત્યારે પણ યાને તમારી જીંદગી સુધીમાં તમારાથી એક પણ એવું કામ ન થવું જોઇએ કે જેને લઇ તમારો પતિ નારાજ થઇ જાય, અને જો તમો તેવું ભલુ વર્તન રાખવાને હમેશાં પ્રયત્ન કરશો તો મજલીસનો બોધ બુદ્ધિપુર્વક સાંભળ્યો છે એમ ગણાશે.

## બીજાઓનું ભલું કરવું–

મુલ્લાં મજલીસમાં પડે છે કે–જનાબ ફાતેમા ઝહરાએ પોતાનાં નાનાની ઉમ્મતની બક્ષીસ ચાહી.

મજલીસનું આ ફરમાન ઇસલામીઓને કેટલું બોધદાયક છે તે સમજવું કાંઇ મુશકેલ નથી. જનાબ ફાતમાએ બીજાઓના ભલા માટે ખુદા પાસે માગણી કીધી. આ બોધથી બીજાઓનું ભલુ ચાહવું એવો સુંદર બોધ આપણે ગ્રહણ કરી શકીએ છીએ જો અમો બીજાઓનું ભલું કરવાનો વિચાર ન રાખીએ તો શું મજલીસના બયાનથી અમોએ લાભ મેળવ્યો ગણાશે? અમો મજલીસનું બયાન તો સાંભળીએ છીએ પણ તે બયાનથી અમો પોતાને તથા બીજાઓને શા શા લાભો પહોંચાડી શકીએ છીએ તેનુ જરા પણ ભાન રાખતા નથી.

જો ઇસલામીઓ આ મજલીસના બયાનને બુદ્ધિ પુર્વક મનન અને પઠન કરે તો તેઓ પોતાની કોમના દુખો દુર કરવાનો સુંદર પાઠ ભજાવી શકે. કોમહિતના જેવાં કે, મદરસા, લાયબ્રેરીઓ, યતીમ ખાનાઓ, સ્કોલરશીપ ફંડો, કોનફરન્સ વીગેરે નેક ખાતાંઓ સ્થાપી

કે તેમાં સહાયતા આપી મજલીસના ફરમાનને આબાદ અમલમાં મુકી શકે. ઇસલામીઓ મજલીસમાં જઇ આવું બયાન સાંભળે છે, છતાં પણ તેઓ એક બીજાનું ભલું કરવાને બદલે પોતાના તન મન ધનથી બુરૂં કરવાને તત્પર રહે છે. તેમના વેપાર તથા આબરૂમાં ભંગાણ પાડે છે. ભલા કામમાં વધુ રકમ આપતા નથી પણ જો નાત જમત માટે કોરટે ચહડવાનું હોય તો થેલીઓ ખાલી કરી આપે છે મજલીસમા જાઓ, દીલના કાનથી સાંભળો, બુદ્ધિ પુર્વક તેમાંથી શીખામણના હીરાઓ શોધી કાઢી તેને પોતાનો શણગાર બનાવો.

## સકરાત વખતની સાવચેતી—

મુલ્લાં મજલીસમાં વર્ણવે છે કેઃ—જનાબ ફાતેમા ઝેહરાએ પોતાના અંતકાળ વખતે કહ્યું કે તમે સઘળા બહાર જાઓ. હું ખુદા-તાલાની મુનાજાત કરીશ આ બયાન કેવું બોધદાયક મરતી વખતે પોતાના માઅબુદનું સ્મરણ કરવું, અને લોકોની ભીડ થવા દેવી નહિ, એવું ઝલકીત બયાન સાંભળવા છતાં, અમારૂં સકરાત વખતનું વર્તન વિરૂદ્ધ થતું જોવામાં આવે છે. મરનાર મરતી વખતે ચીન્તામાં બુમબરાડા પાડે છે અને કહે છે કે હાય મારા બાલબચ્ચાઓનું શું થશે! ફલાણી ખટપટનું શું થશે! એવા દુન્યવી ઘોટાળામાં પોતાનું મન પરોવી મહાન કીરતારની બંદગીનો પવિત્ર સમય હાથથી ગુમાવે છે. જો મજલીસનું આ વાક્ય બરાબર લક્ષમાં રાખવામાં આવ્યું હોય તો તેવા વખતમાં માઅબુદનું સ્મરણ કરવાનું ભુલી જવાય નહિ.

સકરાત વખતે શાન્તપણે માઅબુદનું સ્મરણ કરવાને બદલે તેના પાસે એટલા તો ગાણસો એકઠાં થાય છે કે તેઓના શ્વાસોશ્વાસથી

તે ઘરની હવા ખરાબ થઇ લોકોની તનદુરસ્તીને હાની પહોંચાડે છે. બીમાર માણુસ કે જેને સ્વચ્છ હવાની બહુજ જરૂર હોય છે તે હવાના બીગાડથી ગભરાઇ જાય છે. સગાં કુટુંબીઓ રડાકુટને હોહા કરી મુકે છે. અને એવા તો બુમબરાડા પાડે છે કે જાણે ખુદા સાથે લડાઈ કરતા હોય ! જો ઇસલામીઓ મજલીસના બોધને બુદ્ધીપુર્વક નિહાળે તો હાલની દયાજનક સ્થિતિમાં સારો સુધારો કરી શકે.



# મજલિસ ચોથી.



## સ્વભાષા પ્રત્યે પ્રેમ—

મુલ્લાં વાએઝમાં જણાવે છે કે:—હઝરત રસુલે ઇમામ હસન અ૦ નુ નામ શબ્બર રાખવા જણાવ્યું. નબી સાહેબે ફરમાવ્યું કે શબ્બર ઇબ્રાની ભાષાનો શબ્દ છે; અને હું અરબ છું. છેવટે શબ્બરનો અરબીમાં અર્થ થતો હતો તે નામ યાને હસન રાખ્યું. ઇમામ હુસેન અ૦ માટે પણ તેવીજ રીતે શબ્બીરને બદલે હુસેન નામ રાખ્યું.

જુઓ આ નાદર કલામથી પોતાની માદરી ભાષાને કેટલું બધું માન આપ્યું ! ઇબ્રાની ભાષાના અરબીમાં થતા અર્થો વાળાં નામ રાખ્યા. આ ફરમાનથી આપણે આપણા દેશની ભાષાને માન આપતાં શીખી શકીએ. વિદ્વાનો કહે છે કે માદરી ભાષા સિવાય બીજી ભાષાથી વિચારોની અસર મગજપર બરાબર થતી નથી. નાની વયના બાળ-

કોને જો માદરી ભાષામાંજ ધાર્મિક અકાયદ, નીતિના વચનો અને હિમ્મતના કલામો શીખવાડ્યા હોય તો તેની અસર જલદી થાય છે. માટે બાળકોને માદરી ભાષા બરાબર શીખવાડવી જોઇએ. અને તે ભાષા જેમ ખીલે તેમ પ્રયત્નો કરવાં જોઇએ.

વળી આ કલામ ઉપરથી સ્વધર્મ ભાષાને માન આપતાં શીખી શકીએ. દીલગીરીની વાત છે કે ઇસલામીઓમાં ધાર્મિક મદરેસા બહુજ ઓછા થતા જાય છે. અને સારો મદરેસો શોધવા બેસીએ તો એક પણ નજરે પડી શકતો નથી. દીન ઇસલામની બુધ્ધિ ભરેલી તાલીમ મળે તેવા મદરેસાઓની ઇસલામીઓને બહુજ જરૂર છે. જો ઇસલામીઓ ઇસલામની કેળવણી બુધ્ધિ પુર્વક લેશે નહિ તો દેહશત રહે છે કે ઇસલામને બહુજ ધક્કો પહોંચશે.

આ ફરમાન આફ્રિકાના હિંદી ઇસલામીઓને બહુજ અગત્યનું છે તેઓ સ્વાહીલી ભાષાપર એટલા તો લપટાયા છે કે પોતાની માદરી ગુજરાતી ભાષા તેઓ વીસરી જતા જણાય છે. અમોએ જંગબાર ખોજા ઇસનાઅશરી કુવ્વતુલ ઇસલામ મદરેસાની ભેટ લીધી ત્યારે તેના ઉપલા ધોરણના વિદ્યાર્થીઓ ગુજરાતી ભાષાના ઘણા સાધારણ શબ્દોને પણ સમજી શકતા નહોતા. ગુજરાતી શબ્દોનો અર્થ સ્વાહીલી ભાષામાં સમજાવે ત્યારે જાણી શકે છે. ગુજરાતી ભાષાની પરીક્ષા સ્વાહીલી ભાષામાં લેવામાં આવતી હતી. તળાવ, ખડીઓ, દફતર વીગેરે શબ્દો પણ સ્વાહીલીમાં સમજાવ્યા સિવાય સમજી શકતા નહોતા, માટે તેમણે તો પોતાની ગુજરાતી ભાષા પોતાના બાળકોમાં બરોબર દાખલ કરવી જોઇએ.

## ખટપટીઆ માણસોની ખરાબી—

મુલ્લાં વાએઝમાં પડે છે કેઃ—હઝરત ઇમામ હસન અ. તથા મોઆવીઆ વચ્ચે સુલેહની વાતો ચાલવા લાગી ત્યારે હઝરત ઇમામ હસનનાં ઘણાં માણસો બેઅત તોડીને નાશી ગયા.

ઉપરના સોનેરી વાકયથી કેવી નાદર નસીહતો મળી શકે છે, તે પર અમલ કરવાથી આપણે આપણી રહેણી કરણીને કેવી નમુનેદાર કરી શકીએ છીએ. પણ કયારે? જ્યારે તેને બુધ્ધીપુર્વક સાંભળીએ અને અમલ કરીએ. અકલપર પથ્થર રાખી હાંજીહાં કર્યા જાઇએ તો શું મળે?

હઝરત ઇમામ હસન અ. પાસે સત્ય સમજનારા માણસો બહુજ થોડા હતા. ખટપટીઆ માણસો કે જેઓ ખટપટમાંજ રાજી હતા અને ખટપટથી સ્વાર્થ સાધવા તત્પર હતા તેઓ સુલેહ થવામાં રાજી થયા નહિ. નાદાન માણસો એવાજ હોય છે. પ્રથમતો આ સુંદર મહા વચનથી આપણે કુસંપ તજી સંપ કરવાનું શીખી શકીએ.

હઝરત ઇમામ હસન અ૦ ના જે માણસો સુલેહથી નારાજ થઇ નાશી ગયાઃ તેમનો અંદરખાનેથી દુષ્ટ ઇરાદો હોવો જોઇએ. કેમકે જો તેમની હાજરી ઇમામ પાસે માત્ર ઇસલામ કે સત્ય ખાતરજ હતે તો તેઓ કદીપણ સુલેહથી નાખુશ થતે નહિ. પરંતુ તેમનો ઇરાદો એવો હોવો જોઇએ કે લડાઇ કરવામાં ફતેહ કરી શતરૂઓને લુટી લઇશું અને માલદાર તથા મગરૂર બની અક્કડ થઇ ફરીશું.

તેવા સ્વાર્થી માણસો કદી લાખોની સંખ્યામાં હોય તોપણ નકામાં છે. કેમકે તેવા માણસો માત્ર પોતાની નીચ ધારણાઓ પાર

પાડી લેવા સીવાય બીજું કાંઇ સમજતાજ નથી. કોમમાં કુસંપ થાય, ઇસલામની વિરૂધ્ધ વર્તન થાય, નાહકની ખુના મરકી થાય; પરંતુ તેઓ માત્ર તર નીવાલાથીજ કામ રાખે છે. આજ કાલ ઇસલામીઓમાં આવા ભાડુતી માણસોની સંખ્યા વધુ જોવામાં આવે છે. તેઓ પગાર ખાઈ કોઇને માર મારવાનું, ચોરી કરવાનું, અને ખુન કરવાનું કામ કર્યા કરે છે. તેના આગેવાનો તેમને છુપી મદદ આપી તેમને ઉશકેરતા રહે છે. તેમનાપર કાંઈ આરોપ આવે તો તેમનો બચાવ કરે છે. તેવાઓ કદાચ ફાંસીએ જાય છે તો તેમના વંશવારસોને પેનશન બાંધી આપે છે. આ બદી ઉપરના મજલીસના ફરમાનપર અમલ કરવાથી નાબુદ થઇ શકે છે. કોમમાં સુલેહ શાન્તી પથરાય છે. અને સુધારાનાં કામો ઝડપથી વધવા માંડે છે. અનીતિના માર્ગો ગ્રહણ કર્યાથી કદી પણ આગળ વધી શકાતું નથી. માટે આવા ધોરણોને જડમુળથી ઉખેડી નાંખવાં જોઇએ.

## બેવફાઇ—

મુલ્લાં વાએઝમાં જણાવે છે કેઃ—મોઆવીઆએ હઝરત ઇમામ હસન સાથે જે શરતો સાથે સુલેહ કીધી હતી તે પ્રમાણે તે વરત્યો નહિ. અને છુપી રીતે ઇમામને અનેક વખત ઝેર ખવડાવ્યું, ઇમામને ઝેર ખવડાવવા બીજાઓપર કાગળ લખ્યા, ઇમામના મોહીબ જેવા ડોળ ઘાલુઓને મોકલી દગો ફટકો રમ્યો.

કેવું સુંદર વાએઝ! તે આપણને નસીહત આપે છે કે જો એક વખત વચન આપ્યું તો પછી બેવફાઈ કરવી નહિ. કેમકે બેવફાઈ કરવી એ નીતિવાન પુરૂષનું કર્તવ્ય નથી. મોઆવીઆએ સુલેહની

શરતો કરી જાહેરમાં સુલેહ કરી, પરંતુ અંદરખાનેથી દગો રમ્યો. આ ઉપરથી આપણે એ નસીહત લઇ શકીએ કે મોઆવીઆએ પોતાનું અંતઃકરણ અનીતિથી લાભ લેવામાં રોકયું. આમ કરવું એ દરેક ધર્મમાં અનીતિ ભરેલું છે. તો આપણે પણ દરેક કામમાં વફાઇ અને શુધ્ધતાઇ રાખવી જોઇએ અને અનીતિના માર્ગે લાભ લેવાનું તજવું જોઇએ. મરદ તેનુંજ નામ છે કે જે પોતાના વચનોપર અમલ કરે છે. અને જે માણસ બેવફાઇ કરે છે; તે હીચકારાનું કામ છે.

પણ અમો ઇસલામીઓની હાલત તદન વિચિત્ર છે. અમો અનેક કાર્યોમાં ભલાં વચનો આપીએ છીએ અને અંદરખાનેથી પોતાની નીચ ધારણાઓ પાર પાડવા બેવફાઇ કરીએ છીએ. પોતાના સ્વાર્થને માટે ઇમાન તથા નીતિને તજી બે ઇમાન બનીએ છીએ. અને તેમ કરવામાં પોતાની ચતુરાઇ સમજીએ છીએ. ચાવવાના જુદા અને દેખાડવાના જુદા એવા બેરંગી ઘાટ ઘડીએ છીએ. ખરેખર આપણે ઉપરનું વાકેઝ સાંભળ્યું હોય તો તેવી નબળી વર્તણુક આપણામાં રહેવી જોઇએ નહિ. બલકે દરેક વચનોમાં વફાદાર અને પ્રમાણીક થઇ શકીએ. નબળી વર્તણુક માટે શરમાઓ, પોતાનાં બુરાં કર્તવ્યો તજો, કેમકે તેથી તમારી, તમારી કોમની અને તમારા પવિત્ર મઝહબની બદનામી થાય છે. શું તમારી ગેરત તેમ કરવા તકાજો કરે છે?

## નબળા મનની સ્ત્રીઓ—

મજલીસમાં સુલ્લાં પડે છે કેઃ—હઝરત ઇમામ હસન મદીનામાં હતા તે વખતે મદીનાનો ગવર્નર મરવાન હતો. તેને મોઆવીઆએ

ગુપ્તપણે ઇમામ હસનનું ખુન કરવાને લખી મોકલ્યું. તે અનીતિવાન અને દુષ્ટ ગવરનરે ગેરવ્યાજબી અને અનીતિ ભરેલા હુકમને આધીન થઇ હઝરત ઇમામ હસનને શહીદ કરી નાખવા અનેક યુક્તિઓ કરવા માંડી. તેણે એક દલ્લાલા સ્ત્રીને મોટી રકમોના ઇનામોના વાયદાઓ આપી ઇમામ હસનને શહીદ કરી નાખવાના કામપર મુકરર કીધી. જે માણસના દીલમાં ખુદાનો ખોફ હોતો નથી તેવો દુષ્ટ શું ન કરે? તેમ આ પાપીણી દલ્લાલાએ પોતાનાં મકરબાજ કાવત્રાંઓ ચાલુ કીધાં. હઝરત ઇમામ હસનની સ્ત્રી "જાઅદા" કે જેણી ઘણીજ ખુબસુરત હતી તેની પાસે તે ગઇ અને તેણીને પોતાના ફંદામાં ફસાવવા પોતાનો અનીતિ ભરેલો જાળ પાથરવા લાગી.

તેણીને કહેવા લાગી કે તારી ખુબસુરતીની ચોમેર વાહ વાહ થઇ રહી છે. પ્રીન્સ યઝીદ તારાપર આશક થયો છે. તારા વિના તેને ઘડી ચેન નથી. જો તું ખુશી હો તો તારૂં કીસ્મત પલટાઈ જાય. તું બેગમ બનીશ. તારી ખુશી માટે દુનીયાનો વડો વૈભવ તઇયાર થશે. હજારો ગુલામડીઓ, મહેલો, ઝવેરાત તારી આગળ હાજર થશે તારી ખુબસુરતી એક ગરીબ માણસના ઘરમાં રહેવાને લાયક નથી. હઝરત હસન ગરીબ માણસ છે. આવી રીતના વાયદાના લીલા બાગો દેખાડી તેણીને પોતાના ખાવીંદ ઇમામ હસન પ્રત્યે બેવફા બનાવી દીધી.

દલ્લાલાએ જઇ મરવાનને હકીકત જણાવી. તેણે કહેવડાવી મોકલ્યું કે ઇમામ હસન હયાત છે ત્યાં સુધી તારૂં યઝીદના ઘરમાં આવવું કેમ બને? માટે તું ઇમામને કતલ કરી નાખે તો ઘણું સારૂં. છેવટે નબળા મનની જાઅદાએ ઇમામને શહીદ કરી નાખવાનું બીડું

ઝડપ્યું. મરવાને અનેક વખતે ઈમામને ખતરાવવા ઝેર મોકલ્યું, જે જાઅદાએ ભુલ થાપ ખવડાવી ખજુર વિગેરેમાં મેળવી ઇમામને ખવડાવ્યું. વળી મોઆવીઆએ અલમાસ નામનો હલાહલ ઝેરી હીરો મોકલ્યો જે જાઅદાએ પાણીના કુજામાં છાની નાખ્યો. ઇમામે પાણી પીધું અને તે ઝેરથી આપના જીગરના ટુકડે ટુકડા થઇ ગયા.

આ વાએઝથી આ શીખામણ લઇ શકીએ કે મોઆવીઆએ જ્યારે ઇમામ હસન સાથે સુલેહ કીધી તો પછી છુપી રીતે દગો ફટકો આપવાના કાવત્રાં નહિ રચવાં જોઇતાં હતાં. તેમ કરવામાં તેણે પોતાના ઇમાન તથા પોતાના નામને ભારે કલંક લગાડ્યું છે આપણે કુટુંબીઓ, મિત્રો યા બીજાઓ સાથે સુલેહ કરીએ તો પછી મોઆવીઆની પેઠે છુપી રીતે દગો ફટકો નહિ રમવો જોઇએ.

આપણી કોમમાં કેટલાક લોકો એવા જોવામાં આવે છે કે જેઓ જાહેરમાં સુલેહ સ્વીકારે છે પરંતુ અંદરખાનેથી પોતાની પાપી મુરાદો પુરી કરવાને ખટપટ ઉભી કરે છે અને ખટપટના ખર્ચ માટે જે ફાળો થાય છે તે હોઇયાં કરી જાય છે. તેવાઓ આખી નાત જાતને જંપી બેસવા દેતા નથી. એવા એકાદ દુષ્ટના કારણે આખી નાતમા કુસંપનો અગ્નિ ભડકી નીકળે છે. લાખો રૂપીઆ વકીલ બારીસ્ટરોને આપે છે. જો તેવાઓ મજલીસનું વાએઝ બુધ્ધિપુર્વક સાંભળતા હોય તો આ લાઇનપર ચડી શકે નહિ.

## નીતિ અને નોકરી—

વળી એ શીખામણ પણ લઇ શકીએ કે મરવાન એક ગવરનર હતો. તેણે પોતાના હાકેમને ખુશ કરવા અનીતિ ભરેલાં નીચ કર્તવ્યો

કીધા. પરંતુ તેમ કરવું એક નોકરને સજાનાર નહોતું. નીતિ સાથે વર્તન ચલાવવું એ દરેક મનુષ્યની ફરજ છે નોકરીમાં નીતિ પ્રમાણે વર્તવા બંધાએલા છીએ. નોકરીમાં અનીતિ કરી પોતાની આબરૂને ડાઘ લગાડવો એના જેવું શરમ ભરેલું બીજું કશુંએ નથી. મરવાનનાં આવાં નીચ કર્તવ્યથી આપણે એવી શીખામણ લઇ શકીએ કે નોકરીમાં કદીપણ શેઠના અનીતિ ભરેલા હુકમોને આધીન થઇએ નહિ.

પરંતુ દીલગીરીની વાત છે કે આજે ઘણા આ મજલીસના બોધને વીસરી ગયા છે. તેઓ અનીતિ ભરેલા હુકમોને માન આપી શેઠના વ્હાલા બને છે પણ તેમ કરવામાં તેઓ પોતાના દીન ઇમાનના દુશ્મન બને છે એમ સમજતા નથી. માટે આ વાએઝને બુદ્ધીપુર્વક સાંભળી તેનાપર અમલ કરવો જોઇએ.

## દલાલા સ્ત્રીથી પરહેજ--

ત્રિશેશમાં એ શીખામણ પણ લઇ શકીએ કે દલ્લાલા સ્ત્રીએ નબળા મનની જાઅદાને પોતાના પવિત્ર ભરથાર પ્રત્યે બેવફા બનાવી નીચ કર્તવ્ય કરાવ્યું. માટે આપણે આપણા ગૃહોમાં હલકી સ્ત્રીઓને કદીપણ આવવા દેવી નહિ જોઇએ. કેમકે તેવી બદ સ્ત્રીઓની વાતોથી વહુ દીકરીઓની શહેવતમાં અસર થશે. માટે જેમ બને તેમ નાપાક અને હલકા સ્વભાવની સ્ત્રીઓને ઘરમાં આવતાં અટકાવવી જોઇએ. બલ્કે તેવા પાડોશમાં પણ રહેવું ન જોઇએ. ઘરનાં બૈરાંને તેવી ખરાબ સ્ત્રીઓના સ્પર્શમાં આવવા ન આપવી જોઇએ, તેમ એવું ગેરવાજબી છુટાપણું પણ નહિ આપવું જોઇએ કે બહાર નીકળી અનીતિમાં અટવાઇ જાય. જેમકે જંગબારમાં કેટલીક યુવાન અને

ખુબસુરત ખોજા સ્ત્રીઓ આઝાદીના કારણે છાંબાઓમાં જઈ પરાયા પુરૂષો સાથે પ્યારમાં પડે છે. મજલીસના વાએઝને બુધ્ધિપુર્વક સાંભળવામાં આવે તો આવી કઢંગી સ્થિતિમાં કદી આવી શકાતું નથી.

વળી પૈસાના પ્યાર ખાતર સ્ત્રીઓએ બેવફા નહિ થવાની શીખામણુ પણુ તેમાં ભરેલી છે. જાઅદાની હકીકતથી નસીહત મેળવવી જોઇએ. જુલમના ઝાડને મેવો લાગતો નથી. અનીતિના મારગે જઇ આથડવાથી સુખ તો મળતુંજ નથી બલકે ઇજ્જત, આબરૂ તથા દીન ઇમાન ખરાબ થાય છે. જાઅદાના પણ એવાજ હવાલ થયા. અને ઘાતકી રીતે તેને મારી નાખવામાં આવી.



# મજલિસ પાંચમી.



## નાલાયકની તાબેદારી—

મીમ્બરપર બીરાજેલો મુલ્લાં પડે છે કેઃ—હઝરત ઇમામ હસન અ. શહીદ થયા કે તુરતજ મોઆવીઆએ ઇમામ હુસેન અ૦ ની બેઅત લેવા માટે ખટપટો ચલાવવા માંડી; પરંતુ ઇમામ હુસેને ખુલ્લી રીતે જણાવ્યું કે ઇસલામ અને નીતિની વિરૂધ્ધ વર્તન ચલાવનારની હું બેઅત કરી શકતો નથી.

ઉપરની વાએઝમાં કેવી સુંદર શીખામણો સમાએલી છે ? તેમાં હાલના ઇસલામીઓની સ્થિતિ સુધારવાનું કેવું અકસીર ભરેલું છે ?

મોઆવીઆંએ સુલેહની શરત વિરૂધ્ધ પોતાના બળનો ગેર ઉપયોગ કરી ઈમામની બેઅત લેવા જે ખટપટ ચલાવી, એ તેણે અનીતિ અને બેવફાઇનું કામ કીધું આપણે જ્યારે તેના તેવા કામને અનીતિ અને બેવફાઇ સ્વીકારીએ છીએ તો પછી આપણે પણ આપણા દીની તથા દુન્યવી કાર્યોમાં અનીતિ અને બેવફાઇથી અલગ રહેવું જોઇએ.

હજરત ઈમામ હુસેને યઝીદની બેઅત નહિ કરવાનું જે કારણ બતાવ્યું તેમાં નસીહતના કીમતી જવાહીરો ટાંકેલાં છે. તેથી આપણે બેહદ લાભ અને જ્ઞાન મેળવી શકીએ. અનીતિથી દુર થઇ નીતિના નમુના થઈ શકીએ; અનીતિવાનની તાબેદારી કદીપણ ન સ્વીકારીએ.

ઇમામે નાલાયક માણસની તાબેદારીથી જે ઇનકાર કીધો તે વાતથી આપણે માત્ર નીતિપર ચાલનારનીજ તાબેદારી કરતા શીખી શકીએ. વાએઝમાં એમ છે તો પણ અમો ઇસલામીઓની સ્થિતિ વહન ન્યારી છે. નાલાયક પીરો અને મુરશીદોએ તેમને પોતાના રમકડાં બનાવી રાખ્યા છે. તેઓ પોતાના સ્વાર્થ માટે જેમ કહે છે તેમ અમો અનીતિ અને કુસંપ વધારીએ છીએ. આવા પીર મુરશીદો જાતજાતના દેખાવમાં અમોને લુટી રહ્યા છે. અમો તેમના હથીયાર બની ગયા છીએ તેની અમોને ખબર પડતી નથી. તેઓનો લીલો ઝબ્બો જોઇ અમો તેમનાપર ફીદા થઈ જઇએ છીએ. તેઓ પોતાના સ્વાર્થના દુષ્ટ પરદામાં રહી અમારી વહુદીકરીઓની ઇજતપર હુમલા કરે છે. પરંતુ કોમના માણુસો ભડવા બની તેમાં પણ સવાબ સમજતા જાય છે, એ કાંઈ ઓછી દીલગીરીની વાત નથી. તેવા મેંઢાઓએ આ વાએઝનો અભ્યાસ કરી તેવા સ્વાર્થીઓની સંગત તજવી જો-

ઇએ. મોલવીઓ મુલ્લાંઓ અને પત્રકારોએ તેવાઓના ભોપાળાં પ્રગટ કરી બાપડા ભોળા લોકોને તેમના કપટ જાલથી બચાવવા જોઇએ. મજલીસમાં જનારા વિચારપુર્વક વાએઝ સાંભળે અને જેની તેઓ તાબેદારી કરે છે. તેની વર્તણુકપર બારીક નજર નાખતા રહેતો અલબત દુષ્ટ પીરી મુરીદીનો જલદીથી અંત આવી જાય.

## નીતિ પર ચાલનાર નોકર—

સુન્નાં મજલીસમાં પડે છે કેઃ—મદીનામાં યઝીદનો ગવરનર વલીદ હતો. તેનાપર યઝીદે તાલીકો લખી મોકલ્યો કે ઇમામ હુસેનની બેઅત જલદીથી લે. અને જો તે બેઅત ન કરે તો તેમને કતલ કર. પણ તે ભલા ગવરનરે ઇમામ સાથે બદી કીધી નહિ.

વાહ કેવું ખુબી ભરેલું નૈતિક શિક્ષણ ! ભલા માણસો બુરાને ત્યાં નોકર હોય છે, પણ તેઓ બદી કરતા નથી. ભલા નોકરો શેઠના અનીતિ ભરેલા હુકમને આધીન થતા નથી. વલીદ યઝીદનો નોકર હતો તે ચાહતે તો ઇમામ સાથે દુશમની કરી યઝીદ પાસેથી ઇનામ અકરામ મેળવી શકતે, પરંતુ તેણે ઇસલામ અને નીતિ ખાતર તેવી લાલચ કીધી નહિ. આવી વાએઝ સાંભળવામાં આવે છે છતાં પણ ઇસલામી નોકરીયાત વર્ગમાં નબળી વર્તણુકનો નાશ થતો નથી એ દીલગીરી ઉપજાવનારી બોના છે.

## તાબેદારી કોની કરવી—

સુન્નાં વાએઝમાં જણાવે છે કેઃ—મદીનાના ગવરનર વલીદે હઝરત ઇમામ હુસેન અ૦ ને યઝીદનો સંદેસો પહોંચાડયો. હઝરત ઇમામે

જવાબ આપ્યો કે "દસલામ" તથા નીતિથી ઉલટું વર્તન ચલાવનારની બેઅત હું કેમ કરી શકું ? વીગેરે.

કેમ ભાઇઓ ! આ નાદર સખુનો તમોએ નથી સાંભળ્યાં ? જો સાંભળ્યાં હોયતો તેનાપર કેમ વર્તન નથી ચલાવ્યું ? જે લોકો રાત દીવસ મોજ માણી રહયા છે. ગામે ગામ અનીતિને રસ્તે ભટકી રહ્યા છે. ગાંજો શરાબ ઢીંચી રહયા છે. ગામે ગામ ભટકી ધુર્તતા ચલાવી રહયા છે. ખોટા આડંબરો કરી ભુલથાપ આપી રહયા છે. તેવાઓ આગળ કેમ બેઅત કરી બેઠા છો ? તમો ઇમામના મોહીબ છો, તમારે પણ ઇમામની પૈરવી કરવી જોઇએ. તેવાઓના હથીયારો બની કોમની પાયમાલીથી શો લાભ થવાનો હતો ? જો તમોને ખુદાતાલાએ બુધ્ધીની બક્ષીસ એનાયત કરી હોય તો, ઝટ તમો ચેતી જાઓ. તેવા સેંકડો હોય તેમાં તમોને શું ?

વળી જરા વિચાર કરો કે ઇમામ હુસેને યઝીદની બેઅત શા માટે ન કીધી ? ફકત એટલા માટે કે તે અનીતિવાન હતો. વળી અનીતિવાનની તાબેદારી કરવી એ કેટલું બધું દુષ્ટ કર્તવ્ય છે. તે માટે ઇમામે કેવો ખુબીદાર પાઠ સંખ્યાબંધ નાદર અને કીમતી જાનો આપીને શીખવાડયો છે. મકકા શરીફ તથા મદીનએ મુનવ્વરા તજ્યું. બાલ બચ્ચા તથા કુટુંબીઓને તડકામાં ફેરવ્યાં, કરબલાના રણમાં ત્રણ દિવસની ભુખ તથા પ્યાસ વેઠીને પોતાના માતબર કુટુંબીઓ અને ઓલીયા જેવા મિત્ર સહીત શહીદ થયા. એટલું સહન કીધું; પણ તે શા માટે ? કે એક અનીતિવાનની તાબેદારી નહિ સ્વીકારવા ખાતરજ. શું આવા ખુદ ઇમામે અમલમાં મુકેલા નીતિના પાઠને આ પણ આ કાને સાંભળી પેલે કાને કહાડી નાખીશું ?

## એનું નામ તે દ્રઢતા—

વળી આપણને આ બયાનથી દ્રઢતાનું કેવું સરસ શિક્ષણ મળે છે. ઇમામ પોતાનુ વતન તજે છે. મિત્રો તજે છે. તકલીફની મુસાફરી ગવારા કરે છે. દુશ્મનો માર્ગ ઘેરે છે. કરબલાના મેદાનમાં ઘેરાઇ જાય છે. પાણી બંધ થાય છે. બચ્ચાં, બીબીઓ, પોતે, કુટુંબીઓ તથા મિત્રો પાણી વિના તડફડે છે. મિત્રો તથા મેહમાનો દ્રષ્ટિ સામે કતલ થઇ જાય છે. ભાઇ, કાકા તથા ફરજંદો વીગેરેની લાશો પોતાને હાથે ઉપાડે છે. અબ્બાસ જેવો બળવાન ભાઇ મરણ પામે છે. અલી અકબર જેવો ૧૮ વર્ષનો જવાન ફરજંદ મરવાની રજા માગે છે. તે લડવા જાય છે. છાતીમાં બરછી ખાઇ શહીદ થાય છે. પીતા તેની લાશેન લઇ આવે છે. છ માસનું દુધમલ બાલક અલીઅસગર પાણી વિના ફફડે છે. પીતા પાણીની ભિક્ષા માગવા લઇ જાય છે. દુશ્મનના તીરથી આ દુધમલ બાલક મરણ પામે છે. સંકટોના પહાડો તેના પર તુટી પડે છે. આટલું થવા છતાં તેના વિચારોમાં તે અડીખમ છે. તેની દ્રઢતામાં જરા પણ ખામી આવતી નથી. તેનાથી આખી દુનીઆ ફરી ગઇ છે, પણ તે પોતાના વિચારમાં મક્કમ છે. કોઇ દુખ, મુસીબત કે લાલચ તેના દ્રઢ વિચારોને ફેરવી શકતી નથી.

કેમ ઇસલામીભાઇઓ, તમો દ્રઢતામાં કેવા પ્રવીણ છો; તે તો તમોજ જાણો છો. સ્હેજ સાજ તમને ભલું મનાવ્યું કે તમારી દ્રઢતા નાબુદ થઈ જાય છે. પણ તમારે ઉપલા વાએઝથી શીખવું જોઇએ કે ખોટા માન કે લાલચ ખાતર કદીપણ અનીતિવાનની તાબેદારી કરવી જોઇએ નહિ.

## સાચો મિત્ર--

સુલ્લાં વાએઝમાં કહે છે કેઃ--હઝરત ઇમામ હુસેન મક્કા છોડી મદીના જતા હતા. માર્ગમાં એક મીત્ર મળ્યો. તેણે કહયું યા હુસેન! તમારે મદીનામાંજ રહેવું સારૂં છે. કુફાવાળાઓ બેવફા અને દગાબાજ છે. તમારા બાપ તથા ભાઇ સાથે દગલબાજી કીધી છે. તેઓ મુખ મીઠા પણ મનના કપટી છે. તમને પણ તેઓ બોલાવશે પણ તમો તેમના ફરેબમાં આવતા નહિ.

આ વાએઝથી પ્રથમ એ શીખામણ લઈ શકીએ કે ખરો મિત્ર તેજ કે જે ખરી સલાહ આપે છે. આપણે પણ ખરા મિત્ર થઇ શકીએ. આવું મજલીસનું વાએઝ સાંભળવા છતાં કોમમાં નબળા મનના માણસોની બહુજ છત થઇ પડી છે. કોઇ મિત્ર ભાવે સલાહ પુછે તો તેને ખરાબ કરવા તથા પોતાનો સ્વાર્થ સાધવા ઉલટી સુલટી સલાહ આપે છે. બીજાનું ભલે નખોદ નીકળી જતું હોય તેની તે દરકાર કરતો નથી. કોઇ બીજાને ખરો મિત્ર સમજી કાંઇ નાણું અમાનત રાખી જાય છે તો તે હજમ કરી જઇ ઉડાવી દે છે. પેલો માગે છે ત્યારે હા આપીશ, હા આપીશ એમ આશામાં રાખે છે. છેવટે ધુતકારી કહાડે છે. ખરેખર કોમની કાળી બીજું પબ્લીકમાં લાવવાની બહુજ જરૂર છે.

વળી એ પણ શીખી શકીએ કે જે માણસ મીઠું મીઠું બોલે તેનાપર એકદમ વિશ્વાસ ન લઇ જવો જોઇએ. કેમકે ઘણા લોકો મોહડે મીઠું બોલી અંદરખાનેથી માણસોને ફોલી ખાય છે.

## હીચકારા કુફીઓ—

મુલ્લાં વાએઝમાં જણાવે છે કેઃ—કુફીઓએ ઇમામને બોલાવવા માટે હજારોની સંખ્યામાં લટાપટા ભર્યા પત્રો લખ્યા. મોટા ગણાતા માણસોનું એક ડેપ્યુટેશન મોકલ્યું; પરંતુ ઇમામ તો જાણતા હતા કે આ લોકો હીચકારા છે. પરંતુ વધુ આગ્રહ પણ એક વિચિત્ર વસ્તુ છે. તેમજ ઇમામોનું મુખ્ય કર્તવ્ય પબ્લીકને હિદાયતનું હોય છે. તેથી પોતાના ભાઇ હઝરત મુસલીમને એલચી તરીકે મોકલવા જણાવ્યું અને સાથે ડેપ્યુટેશનને જણાવ્યું કે જો હઝરત મુસલીમ મને તમારી વફાદારી વિષે લખી જણાવશે એટલે હું તુરતજ કુફામાં આવી પહોંચીશ. આ ઉપરથી ઇમામના હુકમથી હઝરત મુસલીમ કુફા તરફ રવાના થયા. કુફીઓએ મોટી ધામધુમથી તેમનો સત્કાર કર્યો. હજારો માણસોએ બેઅત કીધી. અને એટલો તો લટાપટા કીધા કે હઝરત મુસલીમે ઇમામને પત્ર લખી મોકલ્યો, કે આ લોકો ખરા વફાદાર છે. માટે આપનું અત્રે પધારવું બીલકુલ મુનાસબ છે. આ વાતની યઝીદને જ્યારે ખબર પડી ત્યારે તેણે કુફાના ગવરનરની જગાએ અબદલા ઝીયાદ કે જે જાલીમ તરીકે જાણીતો હતો તેને નીમ્યો, આ નવા ગવરનરે ગામના આગેવાનોને બોલાવી દમ ભરાવ્યો અને ઘરબાર લુટી લેવાની ધમકી આપી એટલે કુફીઓનો સોડાવાટરનો જોશ ઉતરી ગયો.

આ બયાનથી પ્રથમ તો એ શીખામણ લઇ શકીએ કે પોતાના વિચારમાં પોતે મજબુત રહેવું જોઇએ. બેવફાઇ કરીશું તો જનસમુહમાં આપણો વિશ્વાસ રહેશે નહિ. જો આ મજલીસના સોનેરી સખુનપર અમલ કરવામાં આવે તો ઇસલામીઓ નેહાલ થઈ જાય.

વળી બેવકુફ લોકો સાથે કામ પાડતા ચેતીને ચાલવું જોઇએ. વગર તપાસે કોઇના હાથમાં ફસાઇ જવું સારૂં નથી. પ્રથમ તદબીર કરવી અને ત્યાર બાદ અલ્લાહપર તવક્કલ રાખવો જોઇએ. દરેક કામમાં વિશેષ ખાત્રી કરવાનું ધોરણ સલામતી ભરેલું છે. વીગેરે અગણિત નસીહતથી આ વાએઝ ભરપુર છે તે દરેકનો વિચાર કરવો જોઇએ.

## સાચો સહાબી—

મુલ્લાં વાએઝમાં સંભળાવે છે કે.—જ્યારે કુફીઓ બેવફાઇ કરી હઝરત મુસલીમ પાસેથી નાશી ગયા, ત્યારે હઝરત મુસલીમ, હાની ઇબ્ને ઉરવાહ નામના નબીના અસહાબને ઘેર આશ્રય માટે ગયા. હાનીએ અંતઃકરણપુર્વક ખુશાલી સાથે સત્કાર કીધો. ઘરમાં આશ્રય આપી કહ્યું.

હિમાયત તો તેરી જબતક કરૂંગા,
જબલગ તુજ સામને કટ કર મરૂંગા,

જ્યારે દુષ્ટ અને કસાઇ ખવાસના ગવરનર અબ્દુલ્લા ઝીયાદને આ વાતની ખબર પડી ત્યારે તેણે હાનીને બોલાવ્યો, અને કહ્યું કે તારા ઘરમાં હઝરત મુસલીમ છે. અને તું તેની તરફેણમાં લોકોની બેઅત લેવડાવે છે. હાનીએ જવાબ આપ્યો કે હઝરત મુસલીમ મારે ઘેર આવ્યા છે. હું કાંઇ તેમને બોલાવી લાવ્યો નથી. ગવરનર તરફથી હાનીને હઝરત મુસલીમ આપવા ઘણી લાલચ તથા ધમકી આપવામાં આવી; પણ તે ભલા અને બુઝર્ગ સહાબીએ કબુલ્યું નહિ બલકે પોતા માટે મુસીબત વહોરી લીધી.

વિકાળ ગવરનરે ૭૦ વરસના ઘરડા અને હઝરત પેગમ્બર સાહેબની સોબતમાં બેઠેલા હાનીને મારવા માટે ચાબુક મંગાવ્યો. જાનથી મારી નાખવાની ધમકી આપી, પણ હાનીએ તે બાબતની કશી દરકાર કીધી નહિ. તેને દોરીવતી બાંધ્યો અને ૫૦૦ ચાબુક માર્યા. તેથી તે સહીદ થયો.

વ્હાલા ઇસલામી ભાઇઓ ! હાનીએ હઝરત મુસલીમને શા માટે આશ્રય આપ્યો ? એટલા માટે કે તેઓ પવિત્ર કુટુંબના મહાન સદ્‌ગુણી અને વિદ્વાન હતા. તમો જો ચાહો તો સદ્‌ગુણી અને વિદ્વાન માણસોની કદર કરતાં શીખી શકો છો હાનીએ પોતાનો પ્રાણ શા માટે અર્પણ કીધો ? માત્ર એટલા માટે કે પોતાને ત્યાં આશ્રય એપાએલા માણસને શત્રુના હાથમાં સોંપવો એ ઇસલામ, નીતિ તથા ઇનસાની ગેરતથી ઉલટું હતું. તમો પણ જેને આશ્રય આપો તેને વફાદારીથી નીભાવજો. આશ્રય આપી બાપડાઓને રખડાવી કે ફસાવી મારતા નહિ. જરા તમારી ઇનસાની ગેરત અને ઇસલામનો પાસ કરજો. આશ્રય આપતા પુર્વે તે નીભાવવાની ચોકસાઇ કરજો. જો ન નીભાવી શકો તો બીજા રસ્તા બતાવી સારી સલાહ આપજો. જો આથી ઉલટું વર્તન ચલાવ્યું તો તમોએ મજલીસનો બોધ બરાબર સાંભળ્યો નથી એમ ગણાશે.

## કુફીઓનું હીચકારાપણું—

મુલ્લાં વાએઝમાં બયાન કરે છેકેઃ—હઝરત મુસલીમ પાસે એકદમ ૭૦૦૦ કુફીઓ હથીયાર બંધ મદદ માટે એકઠા થઈ ગયા. અબદલ્લા ઝીયાદે એક માણુસ સાથે તે ફોજને કહેવડાવી મોકલ્યું કે યઝીદની

ફોજે ચાલી આવે છે. તમારા ઘરબાર માલ મતા લુટી લેવામાં આ વશે અને તમારા બાલ બચ્ચાંઓને લોંડી ગુલામ બનાવી વેચી નાખ વામાં આવશે. આ ધમકીથી ૭૦૦૦ કુફીઓનો સોડાવાટરની બાટલી જેવો જુસ્સો ઠંડો ગાર થઇ ગયો. અને હઝરત મુસલીમને તનહા છોડી નાશી ગયા.

આ બયાનથી ઇસલામીઓ ચાહે તો ઘણી નસીહત મેળવી શકે છે. વફાદારી, મહાપુરૂષોને આશ્રય, સત્ય પર પ્રેમ, કેલવણીની કદર, કુદરત, વીગેરે સદગુણો ગ્રહણ કરી શકે અને તેથી ઉલટી બાબતોને તજી શકે.

## ખરો ઇમાનદાર—

મુલ્લાં વાએઝમાં જણાવે છે કે:—જ્યારે હાની શહીદ થયા ત્યારે સાઅદ નામનો શખ્શ હઝરત મુસલીમને મોહંમદ બિન અનસને ઘેર લઇ ગયો. મોહંમદ અનસ ઘણો ખાનદાન સદગુણી ને ઇમાનદાર હતો. તેણે હઝરત મુસલીમને આશ્રય આપી કહ્યું.

કહીં મુજ ઘરમે દૌલત આઇ હય આજ,
કદમ તેરા જો હે મુજ સરકા સરતાજ.

જ્યારે ડીટેકટીવોએ આ વાતની ખબર અબદલા ઝીયાદને આપી ત્યારે તેણે ૫૦૦ ઘોડેસ્વાર હઝરત મુસલીમને પકડી લાવવા મોકલ્યા, તેમણે મોહંમદ અનસનું ઘર ઘેરી લીધું. તપાસ કરતાં હઝરત મુસલીમનો પતો લાગ્યો નહિ. છેવટે મોહંમદ અનસને પકડી અબદલા ઝીયાદના દરબારમાં લઇ ગયા. આ ઉપરથી મોહંમદ અનસના કબીલાના

૫૦૦ માણસોએ અબદુલ્લા ઝીયાદની કચેરીને ઘેરો ઘાલ્યો. ગવરનરે, મોહંમદ અનસને હઝરત મુસલીમ હવાલે કરવા જણાવ્યું. તેણે હીંમતથી ઇનકાર કીધો. છેવટે ઘણા માણસો મરાયા બાદ મોહંમદ અનસ શહીદ થયા. તેમનું માથું તેમના કબીલા તરફના ટોળાંમાં ફેંકવામાં આવતાં તેઓ પણ નાશી ચાલ્યા ગયા.

સાઅદ નામનો માણુસ કેવો ભલો કે, બાપડો પોતે આશ્રય નહિ આપી શકતો હતો તેથી બીજા લાયક ગ્રહસ્થને સોંપી પોતાની દીલસોજી બતાવી. આ વાકયથી ગરીબ લોકોથી પણ ભલાઇ કરવાનું શીખી શકાય છે મોહંમદ અનસના લેવાનથી ઇસલામીઓ ઇસલામની હમીય્યત, શરમ, માણસાઇ, મેહમાનદારી, ઇસલામ પર પ્રેમ, ભલાઇ વીગેરે ઘણા ઉંચા સદગુણો શીખી શકે છે.

મોહંમદ અનસના કુટુંબીઓ પોતાના સરદારનું માથું જોઇ નાશી ગયા, તેથી જો તમો ચાહોતો તેમના જેવા હીચકારા નહિ બનવાનું શીખી શકો. જે કામ કરો તેમા હિમ્મત અને દ્રઢતા રાખો. જો હિમ્મત અને બીજા મજલીસના બોધથી સદગુણો ગ્રહણ કરશો તો તમો તમારી પછાત પડેલી કોમને જલદીથી સુધારી શકશો. મદરેસાઓ, લાઇબ્રેરીઓ, સોસાઇટીઓ, વર્તમાન પત્રો વીગેરે ઘણી બાબતો તમો કરી શકશો.

## ઇમાનદાર ડોશી—

મુલ્લાં વાએઝમાં સંભળાવે છે કેઃ—જ્યારે હઝરત મુસલીમને કુફીઓ તજી ગયા ત્યારે આપે શહેરમાંથી બહાર નીકળી જવાનું ધાર્યું.

પણ દરવાજા બંધ હતા ને તેમને શોધવા માટે સીપાઇઓની ટુકડી ગસ્ત ફરતી હતી. અલ્લાહનો જીકર કરતી બુઢ્ઢી પાસે પાણી માગ્યું. તેણીએ આલે રસુલ જાણી આશરો આપ્યો. રાતવાસો ત્યાં રહ્યા. તે ભલી બાઇના દુષ્ટ પુત્રે સવારમાં જઇ અબદલા ઝીયાદને બાતમી આપી. તેણે મોહંમદ અશઅશને ત્રણસો સવાર સાથે રવાના કર્યો. હઝરત મુસલીમે દીલેરીથી તેના પર હુમલો કીધો. અને છેવટની ઘડી સુધી શુરા સિંહની માફક લડાઇ કીધી.

આ વાએઝથી સંકટમાં સપડાએલા મુસાફરોને ઘટતી મદદ કરવાનું શીખી શકીએ તથા તેના દીકરાની નાલાયકી વર્તણુંકથી તેવી વર્તણુંક તરફ ધીક્કાર બતાવી નીતિના ધોરણો ગ્રહણ કરી શકીએ.

## સંકટ સમે ધીરજ—

વળી હઝરત મુસલીમની છેવટ ઘડી સુધીની બહાદુરીથી મુસીબતના વખતમાં ધીરજ રાખતાં શીખી શકીએ. ઘણા માણસો મુસીબત વખતે ગાભરા બની જાય છે તેઓએ તેવા પ્રસંગે ધીરજ અને હિંમતનો પાઠ આ બયાનથી મેળવવો જોઇએ. મુસીબત વખતે ગભરાટમાં પડવાથી કાંઇ યુકિત સુજતી નથી તેમ ગભરાટથી કાંઇ મુસીબત દુર થતી નથી. બલકે વધુ સંકટને વહોરી લઇ યુકિતના માર્ગ બંધ કરી આપીએ છીએ.

## વસીયત કે વીલ—

મુલ્લાં વાએઝમાં સંભળાવે છે કે:—હઝરત મુસલીમ કેદ થઇ ગવર્નર પાસે ગયા. હઝરત મુસલીમે વસીયત માટે એક માણસની માગણી

કીધી, ઉમર સાદને તે માટે આપવામાં આવ્યો. આપે વસીયત કીધી કે મારો ઘોડો નેમાન લઇ ગયો છે તેને વેચી મારા પરનું કરજ ચુકાવ. મારા ભાઇને મેં અહીં આવવા લખી મોકલ્યું છે પણ હવે તેને અહીં નહિ આવવાનું મારા પર બનેલા હેવાલ સાથે લખી મોકલ વીગેરે.

હઝરત મુસલીમના વસીયત ફરમાનથી આપણે વસીયત કે વીલ કરવાનું શીખવું જોઇએ. ઘણાકો વસીયત કે વીલ કરતા નથી તેથી પાછળથી તેની ઓલાદ વારસા માટે લડી પડે છે. અને કોરટે ચડી પાયમાલ થાય છે. માટે વીલ દરેક વખતે તઇયાર રાખવું જોઇએ.

## કરજનો વબાલ—

કરજ ચુકવવાની વસીયતથી એમ બોધ લઇએ કે આપણે પ્રથમતો કરજના દામમાં જકડાવું નહિ અને સપડાયા પછી બદ દાનત કરવી નહિ અને મુંઆ બાદ પોતાની ગરદનપર વબાલ રાખી જવો નહિ.

વળી એ પણ શીખી શકીએ કે જો કોઇએ આપણને ભલામણ કીધી હોય કે અમુક જગોપર જઇ અમુક જાતની મારા માટે તજવીજ કરી જણાવ અને તમોએ તેની તરફેણમાં તપાસ થતા જણાવ્યું પરંતુ તેના આવવા આગમચ જો અહીં મામલો બદલાઇ જાય તો તુરતજ પેલાને તાર વીગેરેથી ખબર આપવી જોઇએ. આફ્રીકાના ઘણા હીન્દીઓ હીન્દમાંથી ઘણાઓને નોકર રાખી બોલાવે છે અને જ્યારે પેલો બીચારો આવે છે ત્યારે તેનાપર ઘણા દબાણો કરે છે. શેઠ સમજે છે કે દબાણ કરવાથી તેણે મારા આકરા વચનને આધીન થવુંજ પડશે. કેટલાકો તો તેવા બાપડાઓને બાના કુઆને સોંપી ઘાતકી શીક્ષા કરાવે છે.

# મજલિસ છઠ્ઠી.

## યતીમ અને નીરાધારોને મદદ—

મુલ્લાં વાએઝમાં જણાવે છે કે:—હઝરત મુસલીમ કુફામાં શહીદ થયા ત્યારે શેહર કાજી હઝરત મુસલીમના બંને પુત્રોપર બહુજ પ્યાર કરી રડવા લાગ્યો. બચ્ચાંઓ સમજી ગયાં કે અમારો પીતા જરૂર શહીદ થયો છે. તેથી રડવા લાગ્યાં. કાજીએ પોતાના છોકરાને કહ્યું કે ગામ બહાર કાફલો પડેલો છે તેની સાથે આ બચ્ચાંઓને મદીના મોકલાવી આપ. કાજીનો છોકરો બહાર નીકળ્યો; પણ કાફલો તુરતમાંજ રવાના થઇ ગયો હતો તેથી રસ્તો બતાવી ઉતાવળથી કાફલાને પહોંચી જવા કહી રવાના કરી દીધા. છ સાત વર્ષની વયના બાળકો, પિતાનો દાગ ઉઠાવેલા, માર્ગથી અજાણ્યા, તેથી ભુલા પડયા. પકડાઇ અબદલા ઝીયાદ પાસે આવ્યાં અને કેદખાનામાં કેદ થયાં. મશકુર નીમના ભલા દારોગાને આ માસુમ બાળકોપર દયા આવતાં બંન્નેને મોડી રાત્રીએ કેદખાનામાંથી બહાર કહાડી કાદસીઆને માર્ગે ચડાવી આવ્યો. સાથેજ તેમને પોતાની અંગુઠી આપી કહ્યું કે કાદસીઆમાં મારો ભાઇ રહે છે. તેને આ અંગુઠી આપજો; એટલે તે તમોને પોતાના આશ્રયમાં લઇ મદીના પહોંચાડી આપશે.

આ બયાનપરથી યતીમ અને નિરાધાર બાળકોપર દયા ખાવાનું શીખી શકીએ. હઝરત મુસલીમના યતીમ બાળકોને નિરાધાર જોઇ કેદખાનાના દારોગા તથા કાજીએ જે દીલસોજી બતાવી તે આપણને દરેક યતીમોપર

દયા ઉત્પન્ન કરાવવાને બસ થાય છે. આપણી કોમ યા પરકોમના યતીમ અને નિરાધારો પર દયા ખાઇ તેમના દુખો નિવારણ કરવાં જોઇએ. તેમને ખોરાક, કપડાં, તથા કેળવણી આપવી જોઇએ. કોમના બધા યતીમ અને નિરાધાર બાળકો માટે યતીમખાના ખોલવામાં આવે તો આ દુખી જીવડાઓ આશીષ આપી સુખી જીંદગી ભોગવવાને શક્તિવાન થાય.

મજલીસ આવો ઉત્તમ બોધ આપે છે છતાં અમારા ઇસલામી ભાઇઓમાંના કેટલાકો યતીમોનો માલ ખાઇ જઇ તેમને મદદ આપવાને બદલે તેમને પીડનાર થઇ પડે છે. તેવા યતીમોનો માલ યા ધરમાઉ પૈસા હજમ કરતા ઉપલા વાએઝથી બચવું જોઇએ. ઘણા માણસો પોતાના બાળકો નાની વયના હોવાથી તેમજ પોતાનું મૃત્યુ થવાનું છે એમ સમજી પોતાની મીલકત પર ટ્રસ્ટીઓની નેમણુંક કરે છે અને તે ટ્રસ્ટીઓના હાથમાં સઘળી મીલકત આવે છે. આવે સમયે કેટલાક લાલચુ અને નબળા મનના ટ્રસ્ટીઓ યતીમોનો માલ હજમ કરી જાય છે. પણ જો તેઓ ઉપરનું મજલીસનું બયાન બુધ્ધી પુર્વક સાંભળતા હોય તો તેમ થવા પામે નહિ.

## યતીમોને આશ્રય, નોકરોની ભલાઇ—

મુલ્લાં વાએઝમાં બયાન કરે છે કેઃ-હઝરત મુસલીમના ફરજંદો કેદખાનામાંથી મુક્ત થઇ કાદસીઆ તરફ રવાના થયા; પણ નાની વય, પીતાનું ઘાતકીપણે થયેલું મરણ, અજાણ્યો માર્ગ તેમજ બે યારો મદદગાર હોવાથી ભુલા પડયા. એક પાણીના વહેતા વહેળાપરનાઝાડની ખોમાં ભરાઇ છુપાઇ બેઠા. તેટલામાં એક ભલી દાસી ત્યાં પાણી ભર-

વાને આવી. સ્વચ્છ પાણીમાં એ ખુબસુરત બાળકોનો પડછાયો જોઇ તેણીએ ઉંચું જોઇ તેમને કોણ હોવાનું પુછ્યું. દુખી બાળકોએ પોતાની બધી સત્ય કહાણી કહી સંભળાવી. દાસીએ કહ્યું કે મારી શેઠાણી પાસે ચાલો, તેણી તમોને આશ્રય આપશે. આ ઉપરથી બન્ને બાળકો એ ભલી બાઇને ઘેર ગયા. તેણીએ ભલી માતાની પેઠે આ બાળકોની આગતા સ્વાગતા કીધી. ખવડાવ્યું, બિસ્તર પાથરી આપ્યું ને શાન્તીથી સુવાડયા. લાંબી મુદતે આવું સુખ મળેલું જોઇ બંને ભાઇઓ સુઇ રહ્યા. મોડી રાત્રીએ તેણીના ખાવીંદ કે જે તદન દયાહીણ અને હીચકારો હતો તે આવ્યો. ખાણું લઇ તથા પોતે ઇનામની લાલચે મુસલીમના બચ્ચાંઓને શોધવા નીકળેલો અને તેથી રઝળી પોતાનો ઘોડો મરણ પામ્યાની હકીકત જણાવી ઉંઘી રહ્યો. થોડી વારમાં ઘરમાંથી રડવાનો અવાજ આવ્યો. સ્ત્રીને પુછ્યું કે આ શાનો અવાજ છે? ને ઘરમાં કોણ છે? તેણી સુન થઈ ગઇ! ને જવાબ આપી શકી નહિ! તેણી પોતાના ધણીની ઘાતકી ખાસીયતથી માહીતગાર હતી તેથી ખુદાતાલા પાસે દોઆ માગવા લાગી કે યા ખુદા! મેં આ તારા રસુલની ઇતરત યતીમ બાળકોને આશ્રય આપ્યો છે તેને બચાવી. તું મારી લાજ આ સમયે રાખી લે. હારીસ ઘરમાં ગયો. બંને બચ્ચાઓની પુછગાછ કીધી. બચ્ચાઓએ રડતાં રડતાં જવાબ આપ્યો કે, એ શેખ, શું અમો ખરૂં કહી દઇએ તો તું અમોને છોડી આપીશ? અમો તારા નબીની ઇતરત, મુસલીમના ફરજંદ અને રાત્રીથી તારા મેહમાન છીએ. દયાહીણ હારીસે તેમને તમાચા મારી દોરડા વતી આખી રાત જકડી રાખ્યા અને સવાર થતાં ફુરાત નદીના કીનારે તેમને કતલ કરવા લઈ ચાલ્યો. હારીસની ભલી ધણીયાણી પોતે આશ્રય આપેલા બાળકોને બચાવવા તેના ધણી

પાછળ દોડી. દયાહીણ્ હારીસના તલવારના ઝટકાથી તેણી જખમી થઇ ભોંયપર પડી ગઈ. હારીસે પોતાના ગુલામના હાથમાં તલવાર આપી બન્ને બાળકોને કતલ કરવા જણાવ્યું; પણ ગુલામે જોયું કે શેઠ અનીતિ ભરેલો હુકમ આપે છે જે સ્વીકારવાની મારી ફરજ નથી, તેમજ બાળકોને આ જાલીમના પંજાથી બચાવવા એ મારી ફરજ છે તેથી તેણે શેઠે આપેલી તલવારથી શેઠ પરજ હુમલો કીધો પણ શેઠે તેને જાનથી ઠાર કર્યો. હારીસે પોતાના છોકરાને તલવાર આપી આ બાળકોને કતલ કરવા જણાવ્યું. છોકરાએ પણ ગુલામની પેઠે પોતાની ફરજ બજાવી જાન આપ્યો. છેવટે તે પાપીએ આ ફુલ સરીખા યતીમ બાળકોને શહીદ કરી નાખ્યાં.

આ કરૂણાજનક અને હ્રદયભેદક બયાનથી આંસુઓની ધારા વહાવી સર્વાએ આખરત મેળવવા સાથે ઘણી વ્યવહારીક શીખામણો લઈ શકીએ છીએ. હારીસની ભલી સ્ત્રી પોતાના અનીતિવાન ભરથાર સાથે રહેવા સાથે કેવી નીતિવાન અને પરગજુ રહી હતી. તેણીની વર્તણુકથી આપણે પરગજુ થતાં શીખવું જોઇએ. તેણીએ બીજાનું ભલું કરવામાં પોતાનો પ્રાણ સુધ્ધાં આપ્યો એ શું શીખવે છે ? વળી તેણે મુસાફર તથા યતીમ જાણી બાળકોને આશ્રય આપ્યો એ જોઈ આપણે મુસાફરો, યતીમો અને દુખમાં ડુબેલાઓને આશ્રય આપતાં શીખી શકીએ.

તેના ખાવીંદ હારીસે માત્ર પૈસાની લાલચથી પારકાના ખુનો કીધાં જોઇ આપણે તેવા કાર્યો તરફ ધિક્કાર બતાવવો જોઇએ અને જે લોકો પઈસા લઇ ખુનો કરે છે તેવાઓનો દોર તોડી પાડવો જોઇએ પરંતુ અફસોસની વાત છે કે હજુ ઇસલામીઓમાંથી આ બદી નાબુદ થઇ નથી.

હારીસના પુત્ર તથા ગુલામની હીમ્મત, દ્રઢતા, સત્યપર પ્રેમ, નોકર તરીકેની ફરજ વિગેરે બાબતો જોઇ આપણે આપણને અનેક નૈતિક લાભો આપી આપણી તથા કોમની કીર્તિને ઝળકાવી શકીએ.

## પાપનો બદલો—

મુલ્લાં વાએઝમાં પડે છે કે:—જ્યારે ઘાતકી હારીસ હઝરત મુસલીમના બચ્ચાંઓના કપાએલા સરો ઘાતકી ગવરનર અબદલા ઝીયાદ પાસે લઇ ગયો, ત્યારે અબદલા ઝીઆદ દુશમન છતાં તેની આંખો માંથી બાળકોના ભોળા ભોળા ચહેરાઓ જોઇ આંસુઓ નીકળી પડયાં. છેવટે ગવરનરે ઘાતકી હારીસને બુરી રીતે મરાવી નાખ્યો.

આ બયાનથી અનીતિ કરનારને બદલો જરૂર મળે છે એમ જાણી શકાય છે. દુનીયા વ આખરતમાં બદનામી મળે છે. તેમ તેઓ પોતાની ધારણાએ પહોંચવા પામતા નથી. તેઓ જે લાલચને ખાતર આવું કામ કરે છે. તેવી લાલચથી તે ઇનામ આપનારનું પણ બીજાઓની લાલચથી ગળું કેમ ન રેંસે ? માટે આવી વર્તણુક ઇસ્લામીઓમાંથી બીલકુલ નાબુદ થવી જોઇએ.

# મજલિસ સાતમી.

---

## સત્યની હિમાયત—

**મુલ્લાં** વાએઝમાં જણાવે છે કે:—હઝરત ઇમામ હુસેન અ૦ હઝરત મુસલીમનો પત્ર વાંચી કુફા તરફ રવાના થયા. માર્ગમાં હઝરત મુસલીમની શહાદતની વાત સાંભળી ઘણાજ દીલગીર થયા. સાથેના અસહાબો માંહેના જેઓ કાચા અંતઃકરણના અને સ્વાર્થી હતા તેઓએ જોયું કે હવે આપણો હેતુ પાર પડવાનો નથી તેથી છુપી રીતે નાશી ગયા. ફીતફીતાના મંઝલપર હઝરત ઇમામે જણાવ્યું કે હવે મારાપર સંકટો આવી પડવાનાં છે, માટે હું તમારીથી મારી બેઅત ઉઠાવી લઉં છું. જેને જતું રહેવું હોય તે ખુશીથી જતા રહે. તે પરથી ત્યાંથી પણ ઘણાઓ નાશી ગયા. કરબલા પહોંચવા બાદ અંધારી રાત્રીએ એવોજ હુકમ સંભળાવ્યો એટલે ત્યાંથી પણ કેટલાકો જતા રહ્યા.

આ ઉપરથી બોધ લઈ શકીએ કે કોઇની સાથે માત્ર લાલચ માટેજ જોડાવું નહિ. હમેશાં સત્યની હીમાયતમાં રહેવું જોઇએ. પોતાને પઇસા મળે યા મોટાભાઇના ઇલકાબો મળે તેથી જોડાવું એ ઇમામ પાસેથી નાશી ગયેલા માણસો બરાબરનું કામ છે. તરફેણના સવાલ વખતે નીતિ તરફ વલણ રાખવી એ વાએઝને બુદ્ધીપુર્વક સાંભળ્યા સમાન છે.

હઝરત ઇમામે લોકોને જતા રહેવા મોઘમ જણાવ્યું, કેમકે

નાસનારને એમ ન જણાય કે હું નાશી જઇશ એમ ઇમામને ખબર છે. આ ઉપરથી કોઇના એબો ખોલવા નહિ તેમ શીખવું જોઇએ; પરંતુ આજકાલ તો ઇસલામીઓમાં ઉલટું વર્તન જોવામાં આવે છે. બે જણ વચ્ચે અણબનાવ થતાં એક બીજાના એબો ખુલ્લા કરવા માંડે છે. ફલાણે આમને પક્ષે આમ કર્યું છે. વીગેરે વીગેરે સાત પેહડીના કુથલા કહાડે છે. તેવાઓએ આ મજલીસના વાએઝથી નસીહત મેળવવી જોઇએ

એબો ખોલવા નહિ એ ઘણી સારી બાબત છે. પણ સમાજ યા કોમમાં જે બદીઓ પેવસ થઈ ગઇ હોય તે માટે ચુપ રહેવું સારૂં નથી. કોમના સામાન્ય એબોપર જરૂર અજવાળું પાડવું જોઇએ. કે જેથી લોકોને તેપર વિચાર કરવાને પ્રસંગ મળે અને જેમ ચોર માથે કાગડો તેમ જેઓમાં તે એબ છે તે પોતે સમજી જાય. આમ થવું તે માત્ર હીતને ખાતર હોવું જોઇએ. અમુક અમુક માણસો કોમને અવળે માર્ગે દોરી જતા હોય તો તેવાઓને જોખમ ખેડીને પબ્લીકમાં મુકવા જોઇએ કે જેથી ઘેટાંઓ ઉંધે માર્ગે દોરાઈ જાય નહિ. આ ફરજ ખાસ ધર્મગુરૂઓ, વકતાઓ, લેખકો અને પત્રકારોની છે. તેવાઓ જો પોતાની આ પવિત્ર ફરજ બજાવે તો કોમને બેહદ લાભ થઇ શકે.

## સાચા હીમાયતીઓ—

મુલ્લાં મજલીસમાં જણાવે છે કેઃ—હઝરત ઇમામ હુસેને પોતાના કુટુંબીઓ તથા મિત્રોને જણાવ્યું કે આ દુખમાંથી ભાગી છુટવાની હું તમોને રજા આપું છું. આ દુશમનો છે તે મારા છે અને તેથી તમોને અહીંથી નીકળી જતાં કોઈ અટકાવશે નહિ, તમો શામાટે

નાહક કતલ થઈ જાઓ છો? તમોને બચી જવાની ફુરસદ છે.પવિત્ર માર્ગના દ્રઢ મુસાફરોએ જણાવ્યું કે "અમારાથી તેમ કદીપણ થઇ શકશે નહિ. એ સરદાર! જો તું અમારી ગરદન કાપશે તોપણ અમો તારો સાથ છોડવાના નથી તું સત્યપર છો અને અમો સત્યની હિમાયત ખાતરજ તારી સાથે જોડાયા છીએ."

આ બયાન જણાવે છે કે ખરા મિત્રો કોને કહે છે અને કેવા હોય છે. સાચા મિત્રની પરીક્ષા દુખ વખતેજ થાય છે. સ્વાર્થી મિત્રો માત્ર સ્વાર્થ ખાતર મિત્રતાઈ રાખે છે. પણ ખરા મિત્રો દુખ અને સંકટ વખતે ટકી રહી જરૂર પડે તો મિત્ર માટે જાનપણ કુરબાન કરી આપે છે.

જુઓ કે આ સાચા મિત્રોએ સાચી મિત્રાઇ માટે પોતાનું વતન, કુટુંબીઓ અને દુન્યવી વૈભવ તજ્યું. ટાઢ તડકો સહન કર્યો. ભુખ તથા તરસ વેઠી અને છેવટે પોતાના વ્હાલા પ્રાણો પણ અર્પણ કીધા, માટે આપણે મિત્ર બનાવવાતો સાચાજ બનાવવા. પઇસા કે સ્વાર્થ ખાતર જે મીત્રાચારી રાખતા હોય તેવાઓને તજીદેવા જોઇએ. તેવાઓ મીઠું મીઠું બોલી તમોને ફોલી ખાશે અને જ્યારે તમારી પાસે કંઇ નહિ હોય અગર તમો આફતમાં આવી પડયા હશો ત્યારે તમોને લાત મારી ચાલ્યા જશે. કેમ જાણે તમોને ઓળખતાજ ન હોય! બુદ્ધીપુર્વક મજલીસની વાએજ સાંભળો બુદ્ધીપુર્વક!

## ભલાની ભલાઇ—

મુલ્લાં વાએઝમાં પડે છે કેઃ—જ્યારે અબદલા ઝીયાદને ખબર પડી કે હઝરત ઇમામ હુસેન મદીનાથી કુફા આવવા રવાના થયા છે,

ત્યારે તેણે હુર નામના એક લશકર અમલદારને કેટલાક સિપાઇઓ આપી ઇમામની ખબર કહાડવા તથા જ્યાં મળે ત્યાં રોકી પાડવા રવાના કીધો. હુરને ઇમામ હુસન માર્ગમાં મળ્યા. ભલા હુરે ઇમામને નીતિપર સમજી તેમની હિમાયતમાં ધ્યાન આપ્યું. ઇમામ અંધારી રાત્રીએ નીકળ્યા અને કરબલાના રણુમાં પહોંચ્યા; ત્યાં સવાર થઇ ગયું. અહીંજ આપે ફુરાત નદીના કાંઠાપર પડાવ નાંખ્યો.

ભલા માણસો ગમે તેવી વિચિત્ર સ્થિતિમાં મુકાયા હોય; તોપણ પોતાની ભલાઈ છોડતા નથી, આ વાએઝથી આપણે અહોનિશ ભલાઇ કરતાં શીખી શકીએ.

## નાલાયકોની નાલાયકી—

મુલ્લાં વાએઝમાં સંભળાવે છે કે:—જ્યારે હઝરત ઇમામ હુસેન અ૦ કરબલાના રણુમાં પહોંચ્યા છે એવી ખબર ગવરનર અબ દલ્લા ઝીયાદને પડી ત્યારે ઉમર સાદ નામના માણુસને મોટી ફોજ આપી ઇમામ હુસેન અ૦ સાથે લડી તેમનું સર લાવવા રવાના કર્યો અને તેને તેમ કરવાના બદલામાં કેટલાક પ્રાંતો ઇનામ આપ વાનો વાયદો કર્યો. પ્રથમ હઝરત ઇમામ હુસેન અ૦ પર એક પત્ર લખ્યો તેમાં યઝીદની બેઅત કરવા જણાવ્યું હતું. આ પત્ર વાંચી ઇમામ બોલ્યા કે;—

લગે કહેનેકો તબ અફસોસ અફ્સોસ,
રહા નહિ કોમમે કુચ્છ નંગો નામોસ.
ખુદાકે કેહરસે ગાફીલ હુઈ કોમ,
હવસમે મસ્તો લા યાકીલ હુઇ કોમ,
યેહ દુન્યાકી તલબકા જામ કર નોશ,

કીયે મસ્તીમે સબ હક્કો ફરામોશ,
અબસ ઇસ દીલકો કર દુન્યા મને બંદ,
ઉઠાયે સરપે હે કહેરે ખુદાવંદ,

પત્રના જવાબમાં હઝરત ઇમામ હુસેને જણાવ્યું કે—

જો કોઇ હે મસ્ત દુન્યાંકી હવસકા,
જવાબ ઉસકો ખુદા કે હે ગઝબકા,

આ વાએઝથી કેવા કેવા સુંદર નસીહતના પાઠો શીખી શકીએ. દુન્યાની દોલત ખાતર કર્પીણ કાર્યો કરવાં એ નાદાન માણસોનું કામ છે, દોલતને ઘરમાં જગો આપવી પણ અંતઃકરણમાં જગો આપવી જોઇએ નહિ. અગાઉ દોલતની લાલચથી ઘણાઓ ગુમરાહ થઇ ગયા છે. શદ્દાદ. નમરૂદ, ફીરઔન આદિઓ તેના ઘમંડમાં આવી ખુદાઇ દાવાઓ કીધા અને લાખોના પ્રાણો લીધા. નીતિ ભરેલી ગરીબ સ્થિતિ અનીતિ વાળી તવંગરી કરતાં ઘણી સારી છે.

દુન્યાની મોહજાળ ઇનસાનને ભુલથાપ આપે છે. જેમકે ઉમરસાદ લાલચને માટે દુષ્ટ અને ઘાતકી કર્તવ્ય કરી પોતાની કબરમાં અંગારા ભરી ગયો. મનના નબળાઓજ દુન્યાને કસ્સ્તે આધીન થાય છે. ડાહ્યા પુરૂષો તેની જાળમાં જકડાતા નથી બલકે દરેક વખતે જોખમ ખેડીને પણ નીતિની તરફેણ કરે છે અનીતિ કરનારપર ખુદાની લ્યાનત અને જગતનો ફીટકાર ઉતરે છે.

## નિર્દયપણું—

મુલ્લાં વાએઝમાં પડે છે કે.—હઝરત ઇમામ હુસેન અ. ને ફુરાતના પાણીથી દુર કરી પાણી લેતા અટકાવવામાં આવ્યા. અને

૫૦૦ સિપાઇઓનું લશ્કર ઉમર સાદે પાણીપર બેસાડયું કે તે હઝરત ઇમામને પાણી લેવા આપે નહિ. જ્યારે પાણી બંધ કરવામાં આવ્યુ ત્યારે ઇમામ બોલ્યા કે:—

કોઇ પાનીસે કીસકો નહિ કીયા દુર,
નહિ યેહ ગબ્ર તરસાઓંમેં દસ્તુર,
હમારેસે છુડાતે હે યેહ પાના,
કઇ દીન તુમ કરોગે ઝીન્દગાના,
ખુદાસે ફેર પડેગા કામ ઉનકો,
સમજ નહિ ગર્દીશે અય્યામ ઉન્કો.

આ વાએઝથી આપણે એ શીખી શકીએ કે શત્રુને માત કરવા ખાતર આવા અનીતિ ભરેલા માર્ગો નહિ ગ્રહણ કરવા જોઇએ. દુશ્મની હોય તો તે માટે વ્યાજબી અને નીતિ ભરેલા માર્ગો અખત્યાર કરવા જોઇએ. આવા સુંદર બોધ સાંભળીએ છીએ છતાં વિરૂદ્ધ વર્તન બહુજ જોવામાં આવે છે. પક્ષકારો એક બીજાને માત કરવા ચઝીદી ફોજની પેઠે અવળા માર્ગો ધારણ કરે છે, અને એક પક્ષ બીજાને હેરાન કરવા ખોટાખોટા તોહમતો મુકે છે. તેવા પાપીઓએ ઉપર વાએઝથી ધડો લેવો જોઇએ.

## હુજ્જત અને કોશીશ—

મુલ્લાં વાએઝમાં પડે છે કે:—ઉમર સાદને આવા ઘાતકી કામથી અટકાવવા હઝરત ઇમામ હુસેને તેને એકાંતમાં બોલાવી કહ્યું કે માલ દોલતની ખાતર આવું અઘોર કૃત્ય કર નહિ.

કહે શાહને મુઝે તું જાનતા હે,
સમજકર હકકો કયું નહિ માનતા હે,
નવ્યાં કે મેં હું સરંદફતરકા ફરજંદ,
વલ્યાં કે મેંહી હું મેહતરકા ફરજંદ,
સચ્ચા માહબુબે સુબ્હાંકા જીગરમેં,
સચ્ચા હું શાહે મરદાંકા પીસરમેં,
લડાઇકો કયું આયા મુજ બરાબર,
મગર દીલમેં ખુદાકા નહિ તુઝે ડર
હમીંકો એક સાઅત યાં ગમી હે
તુઝે ફીર વાં અઝાબે સરમદીહે
હે। માલ ઓર મુલકપર દુન્યાકે મગરૂર.
ખુદાકે રેહમસે પડતા હે કયું દુર
યેહ દુન્યાને હઝારૂં ઘર ઉજાડે
હઝારૂં પેહલવાનાં માર ડાલે.
નહિ ઇસ કીનાવરમેં કુચ્છ વફાઇ
રખી નહિ કીસ્સે હકકી આશનાઇ

આ બયાનથી આપણે તદબીરના સુંદર સબકને :શીખી શકીએ. કીસ્મતમાં જે થવાનું હોય છે તેજ થાય છે. પણ હઝરત ઇમામ હુસેને આ મામલો પતાવવા જે કોશીશો કીધી છે તે આપણને છેવટ સુધી કોશીષ કરવાનું શીખવાડે છે. આમ કરવાથી પાછળથી પોતાને કે બીજાને જરાપણ એવો પસ્તાવો રહેતો નથી કે આપણે તજવીજ કીધી નથી. અલ્લાહોતાલાએ કોશીષને જે ફઝીલત આપી છે તે આ બયાનથી સ્પષ્ટ જણાઇ આવે છે. ભાઇઓ મુસીબતના વખતે ગભ-

રાઓ નહિ. તેમાંથી મુક્ત થવા જેટલી થઈ શકે તેટલી અને છેવટના શ્વાસ સુધી કોશીશ ચાલુ રાખવામાં આવે તો આ બયાનને બુદ્ધી પુર્વક સાંભળ્યું છે તેમ માની શકાય.

વળી દુન્યાની બેવફાઇનો જે સીન બતાવવામાં આવ્યો છે તેપરથી શીખામણ લેવી જોઇએ કે, દુન્યાને એવી રીતે મેળવવા નહિ મથવું જોઇએ કે જેમાં ઇમાનની સલામતી ન રહે. દુન્યા મેળવવાનો મુખ્ય હેતુ તેથી બીજાઓને લાભ આપવાનો હોવો જોઇએ. દોલતથીજ કાંઇ ગુનાહ થાય છે તેમ નથી. ઇનસાન જો ચાહે તો તેથી અસંખ્ય નેકીના કામો કરી શકે છે. મદરેસાઓ, મસજીદો, લાયબ્રેરીઓ, કોનફરન્સો તથા બીજા અનેક સુધારાના કાર્યો પૈસાની કરામતને આભારી છે. હઝરત સુલેમાન તથા હઝરત યુસફ અ૦ બાદશાહ હતા. અખુટ દોલત ને મુલકોના માલીક હતા; છતાં પણ કેવા નીતિ ભરેલા રાજ્યો ચલાવી ગયા છે. કારુન, શદાદ, નમરૂદ, ફીરઓન વીગેરે પાસે દોલત પુષ્કળ હતી; પણ નીતિ ન હતી. તેથી પાપી કાર્યો કરી પોતાના નામને બદનામ કરી ગયા છે.

## દુષ્ટ આગેવાન—

મુલ્લાં વાએઝમાં જણાવે છે કેઃ—યઝીદે કુફાના ગવરનર તરીકે અબ્દુલ્લા ઝીયાદની નીમણુંક કરી. આ દુષ્ટ આગેવાને કુફાના ઘણા ભલા માણસોને, હઝરત મુસલીમ અને તેમના વ્હાલા પુત્રોને, શહીદ કીધા. ઇમામ હુસેનને કરબલાના રણમાં ઘેરી પાણી તથા ખોરાક બંધ કરી બેજાન કીધા. તેમના કુટુંબીઓ અને મિત્રો કે જેઓ પરહેજગાર અને મહા પુરૂષો સમાન હતા તેમનો પણ એજ હવાલ

કીધો. હજારો માણસોને દુનીયાની લાલચો આપી ઇમાન ખરાબ કીધા. એહલેબેતને શહેર બ શહેર ફેરવ્યા.

આ ઉપરથી સાબીત થાય છે કે જે કોમપર નાલાયક આગેવાન હોય છે તે તેના સ્વાર્થીપણાને લીધે કોમમાં કુસંપ અને ખુનામરકીનો બજાર તેજ રહે છે. જે જમાતના આગેવાનો સ્વાર્થી હોય છે તે જમાત કુસંપ અને ખટપટમાં ઉતરી નબળી પડી જાય છે. જમાતની આગેવાની કેળવણી પામેલા, નીતિવાન, જમાતના માણસોને પુત્ર સમાન ગણનારા જમાતની બેહતરી માટે કોશીશો કરનારાઓનેજ આપવી જોઇએ કે જેથી આ સદ્‌ગુણી લીડરના પ્રતાપે જમાતમાં કેળવણી અને સુધારા દીન પ્રતિદિન વધતા જાય, સ્કુલો લાયબ્રેરીઓ અને ફંડો વધતાં જાય, વિદ્યાર્થીઓ દેશ પરદેશ જઇ કળાકૌશલ્ય હાસલ કરી કોમને દીપાવી આપે. જો મજલીસી ભાઇઓને ખાત્રી થઇ હોય કે નાલાયક આગેવાનની સત્તાથી કેવી ખરાબી થઇ તો પછી જમાતના આગેવાનોની ચુંટણી વખતે ઉપર જણાવ્યા મુજબના સદ્‌ગુણીની ચુંટણી કરવી જોઇએ.

## સત્યતા કઇ બાજુ છે ?

મુલ્લાં મજલીસમાં પડે છે કે:—હુર નામનો લશકરી અમલદાર કે જે હઝરત ઇમામ હુસેન અ૦ ને માર્ગમાં ઘેરવા નીકળ્યો હતો તે ઘણોજ ભલો નીતિવાન અને કોમનો ખેરખાહ હતો. તેના મનમાં એમ હતું કે આ દુષ્ટો કાંઇ એટલી બધી અનીતિ અને ઘાતકીપણું કરશે નહિ અને છેવટે સુલેહ થઇ જશે. પણ હવે જ્યારે તેણે જોયું કે સુલેહ થતી નથી અને લડાઇ શરૂ થઈ ગઇ છે. તેથી પોતાના અંતઃકરણને

કહ્યું કે એ દીલ ! તું કયો માર્ગ પસંદ કરે છે ? એક તરફ દુન્યાની દોલત અને વૈભવ છે. પણ તે બાજુનો હાકેમ યઝીદ પલીદ દુષ્ટ અને અનીતિવાન છે. જ્યારે બીજી બાજુએ ખાતેમુલ અંબીયાનો નવાસો હુસેન, કે જે નીતિવાન વિદ્વાન અને ઓલીયા છે. તેની પાસે દુન્યાની દોલત નથી પણ આખેરતની દોલત છે. તેના અંતઃકરણે તેને જવાબ આપ્યો કે ખોટી દોલત અને મનસબથી દીન ઇમાન ખરાબ નહિ કરતાં આખેરતની દોલત તરફ જા. તેથી તેણે તુરતજ ઉમર સાદ પાસે આવી તેને દુષ્ટ કર્તવ્યથી અટકવા ઘણો બોધ આપ્યો. પણ તે સમજ્યો નહિ, હુરના ભાઇએ પણ ઇમામની તરફેણ કરવા મત આપ્યો અને કહ્યું:—

સીયાહી કુફ્રકી મુજસે નીકાલા
દીખાયા દીનકા રોશન ઉજાલા
દેખા વોહ કામ હે સારી જહાકાર
ચલા મેં ઉનકી સોબતસે હો બેઝાર

હુરની આવી વર્તણુકથી આપણે દરેક કામ વખતે ખરા ખોટાના વિચાર કરી ખરા તરફ વલણ કરતાં શીખી શકીએ. અને જે તરફ સત્યતા હોય તે તરફ પોતાની હાજરી આપી નેકીના કામો કરવાનું ધ્યાનમાં રાખી શકીએ.

## શહીદે અવ્વલ—

મુલ્લાં વાએઝમાં જણાવે છે કે:—હુર ઇમામ પાસે આવ્યો અને પોતાનો વિચાર જણાવ્યો. ઇમામે તેનાપર ઘણીજ મહેરબાની બતાવી. હવે હુરે જણાવ્યું કે "યા હુસેન, જેમ તમારી દુશમનીપર હુ પહેલો

આવ્યો હતો તેમ હવે તમારી હીમાયતમાં પણ હુંજ પહેલું સર આપું એમ મારી ઇચ્છા છે." છેવટે માંડમાંડ રજા લઇને લડવા ગયો. સીફ્વાન નામનો યઝીદી પક્ષનો માણસ તેને ફોસલાવી પરત લઇ જવા આવ્યો અને બોલ્યો.

કહા હુરસે કે તુ હે મરદે આકીલ
દીલેરીમેં તેરે નહિ કોઇ મુકાબીલ
રવા હે જો યઝીદ સે તું બદલ કર
હમારેમેંસે તું જાવે નીકલ કર,
મીલા જાકર હુસેન ઇબ્ને અલી સું.
તાઅજ્જુબ હે તેરી યેહ આકેલી સું.

બળવાન વિચારના હુરે સીફ્વાનને જવાબ આપતાં જણાવ્યું કે:—

કહા હુરને કે અએ સીફ્વાને સરખર
કીયા ગૌહર કો તું કંકર બરાબર
યઝીદી બેહયા હએ મરદે બદકાર
ખુદા ઓર મુસ્તફા હે ઉસ્સે બેઝાર
રેહતા હે રાત દીન વોહ કૈફમે ચુર
પડા હે મંઝીલે ઇમામસે દુર

એટલું કહી હઝરત ઇમામ હુસેન અ૦ ની ઇલ્મી તથા નૈતિક તારીફની કામયાબી વર્ણવી; ત્યારે સીફ્વાન કહે છે કે;—

હુસેન ઇબ્ને અલી આલે અબા હએ,
મુઝે માલુમ ઉસકા મરતબા હએ.
રવા હે આજ ઇઝત માલો ઝરકો,

નહિ કોઇ પુછતા ઇલ્મો હુન્નરકો.
યઝીદકે પાસ હએ બસ દોલતો માલ
સટા હે માલસે આલમ ઉપર જાલ
હે ઉસકે સાથ હમકો યેહ ઇરાદા
હોવે કુચ્છ માલો મસનબભી ઝીયાદા

છેવટે હુરે દીલેરી સાથ લડાઇ કીધી અને શહીદ થયો. ત્યાર બાદ તેનો પુત્ર, ભાઇ તથા ગુલામ અનુક્રમે ઇમામની રજા લઇ લડવા ગયા અને હીમ્મત ભરી લડાઇ બાદ શહીદ થયા.

જુઓ કે, નીતિના બળીયા પોતાના વિચારમાં કેવા ભલાઇવાળા હોય છે. અને તેમનું વર્તન કેટલું બધું, પવિત્ર હોય છે, જ્યારે દુનીયાના લાલચુઓ કેવા નબળા મનના ને પાપી હોય છે.

---

# મજલિસ આઠમી.

## કોશીશ—

મુલ્લાં વાએઝમાં જણાવે છે કેઃ—જ્યારે હુર, તેનો ભાઇ, પુત્ર તથા ગુલામ ઇમામની હિમાયતમાં શહીદ થઇ ગયા; ત્યારે વળી હઝરત ઇમામ હુસેન અલે હિસ્સલામે લડાઇ નહિ થતાં એમજ મામલો પતી જાય તેમ કરવા કોશીષ કીધી. શત્રુઓની ફોજ સમક્ષ ઉભા

થઇ જણાવ્યું કે " એ લોકો! ખુદાતાલાનો ખોફ રાખી અમારૂં ખુન ન વહાઓ, મને યઝીદ પાસે લઇ ચાલો, ત્યાં અમે બેઅત વિષે વાદ વિવાદ કરીશું અને જો તેની બેઅત કરવી વ્યાજબી હશે તો હું સુખેથી કરીશ " કુફીઓએ જવાબ આપ્યો કે " તમો વાચાળ અને મીઠા બોલા છો તેથી વાદવિવાદમાં યઝીદને પહોંચવા આપો નહિ અને ત્યાંથી મુક્ત થઇ વળી ખીલાફતનો દાવો કરો. "

ઇમામે જણાવ્યું કે " મને મારા નાના હઝરત મોહંમદ સ૦ ની કબર મુબારકપર જવા આપો, ત્યાં જઇ હું રાત દીવસ અલ્લા-હોતાલાની બંદગી ગુજારૂં " સઘળા કુફીઓ બોલી ઉઠયા કે " અમો તેમ કરવા રાજી નથી. "

વળી ઇમામે જણાવ્યું કે " તમો પાણીનો દુકાળ કરો નહિ. હું, મારા સાથીઓ તથા કુટુંબીઓ પાણીની તરસને લીધે હેરાન થઇ ગયા છીએ. પાણી વિના હમોને મારો નહિ. અને નબુવ્વતના બાગને આમ પાયમાલ ન કરો. "

સઘળા ઘાતકીઓ બોલી ઉઠયા કે, " પાણીની વાત અમારી પાસે બીલકુલ કરો નહિ. અમો તમોને પ્યાસાજ મારી નાખવા ચાહીએ છીએ. પાણી વીના જો તમે મરીને ખાક થઇ જાઓ તો પણ અમો પાણીનો એક છાંટો પણ આપવાના નથી. "

છેવટે ઇમામ બોલ્યા કે " જ્યારે તમો ખામખા લડવાજ માગો છો અને કોઇ પણ રીતે લડવાનું બંધ રાખતા નથી તો પછી અરબ લડાયક પધ્ધતી પ્રમાણે લડાઇ કરો. યાને એક સામે એક લડવા

આવો એક સામે સામટા આવી પડો નહી. મર્દ અને નામર્દની ખબર પડે તેમ લડાઇ કરવાનું કબુલ કરો."

હિચકારા કુફીઓએ આ વાત સ્વીકારી પણ તેના પર અમલ કીધો નહિ. ઇમામ પક્ષના એક માણસ સામે હજારોએ હુમલો કરી પોતાનું આપેલું વચન તોડી પાડયું.

જુઓ મારા વહાલા ઇસલામી ભાઇઓ! શું તમો માટે આ નસીહત થોડી ઉપયોગી છે! ઇમામે આવેલી મુસીબત દુર કરવા કેવી દ્રઢતાથી કોશીશ કીધી; તે આપણને કોશીશનો કેવો સુંદર પાઠ આપે છે.

આપ જાણતા હતા કે જે ખુદાને મંજુર હશે તેજ થશે; પરંતુ છેવટ લગી કોશીશ કરવી એ ફરજને કેવા નાજુક અને સંકટ ભરેલા સમયમાં બજાવી કોશીશનો પાઠ આબાદ ભજવી બતાવ્યો છે! ભાઇઓ આ વાએઝથી તમો એ શીખામણ લો કે કોઇ મુસ્કેલી વખતે ગભરાઓ નહિ; બલકે છેવટ લગી તે મુસ્કેલી દુર કરવા કોશીશ કરતા રહો.

અફસોસ! અમો આવી વાએઝ સાંભળીએ છીએ છતાં મુસ્કેલીને વખતે ગભરાઇ જઇ કોશીશ કરતા નથી. અને કહીએ છીએ કે અલ્લાહને જે મંજુર હશે તે થશે. આપણી કોશીશ શું કામ આવનાર છે. ભાઇઓ ઉપરના વાએઝથી તમારી આ સમજ ભુલ ભરેલી નજરે પડે છે.

## જન્નતનો મુસાફર—

મુલ્લાં વાએઝમાં જણાવે કેઃ—ઉમર સાદ પક્ષનો સામર નામનો સિપાઇ જયારે મેદાનમાં આવી ઉભો રહ્યો ત્યારે ઇમામ પક્ષ તરફથી

જહીર નામનો શુરવીર યોધ્ધો ઇમામની રજા લઇ મેદાનમાં ગયો. સામેરે જહીરને સમજાવી પોતાના તરફ ખેંચવા કોશીશ કરી અને તેને જણાવ્યું કેઃ—

"તું તારી માલ મીલકત અને બચ્ચાં બાલા છોડી શા માટે આ મુસીબતમાં સપડાયો છે ? હુસેન બિન અલીની યારી કરી શા માટે બાલ બચ્ચાંની ખ્વારી કરે છે ? તારા બાલ બચ્ચાં પર દયા કર અને તેમને બરબાદ થતાં બચાવ."

જહીર તેને જવાબ આપે છે કેઃ—તું આ ફાની દુનીયાની મોહજાળમાં ઇમામ હુસેન સામે લડવાને આવ્યો છે. તું આ ક્ષણભંગુર લાલચને જોઇ ગુમરાહ થયો છે અને તેં પોતા માટે કાયમનો અઝાબ વહોરી લીધો છે.

છેવટે જહીર અને સામેર વચ્ચે લડાઇ થઇ. સામેર તેનો ભાઇ સાલેહ, પુત્ર કઆબ અને બીજા લગભગ ૪૦૦ માણસો જહીરના હુમલાથી માર્યા ગયાં છેવટે ઉમર સાદે દગલબાજી કરી તેને શહીદ કીધો.

જુઓ આ જન્નતના મુસાફરની જીંદગીનો એક સફો ! તેમાં કેવા કેવા સદગુણો ભરેલા છે. ઇસલામ અને ઇમામ પ્રત્યે એવો પ્રેમ કે પોતાના બાલ બચ્ચાં, કુટુંબ, માલ દોલત તથા જીંદગીની કશી પરવા કીધી નહિ. ભુખ અને પ્યાસના સમયમાં કેવી બહાદુરીથી લડાઇ કીધી, જો તમો વિચાર કરશો તો તમોને મનની મોટાઈ દ્રઢતા, હીમ્મત, ઇસલામ તથા ઇમામ પ્રત્યે ઇમાન, સત્યપર પ્રેમ, ધીરજ વીગેરે સદગુણો આ વાએઝથી ગ્રહણ કરી શકશો. કેમ ભાઇઓ ! આ સદગુણ તમારામાં છે ? તે વખતના કાર્યો નથી રહયાં; પણ તેવા

સદગુણો કેમ ગ્રહણ કરતા નથી ? તમો પણ તેવા ભલા સદગુણોને ગ્રહણ કરો અને તેમ કરી કોમ તથા ઇસલામની સેવા બજાવો.

## મોહીબ આવો હોય !—

મુલ્લાં વાએઝમાં જણાવે છે કેઃ--વહબ બિન અબદલા એક યુવાન યોધ્ધો હતો. તેના લગ્ન થયે માત્ર ૧૮ દહાડા થયા હતા. નવી દુલહન ઘરમાં હતી. વહબની માતાએ વહબને જણાવ્યું કે—" નબીના ફરજંદ ઇમામ હુસેન અ૦ ને નાલાયક અને હિચકારા લોકોએ ઘેરી તેનાપર જુલમો કરવા માંડયો છે. માટે તું તેમનું દુઃખ નિવારણ કરવા તારો વ્હાલો પ્રાણ પણ અર્પણ કરી આપ. જો તું તેમ કરશે તો હું કીયામતમાં રાજી થઇશ. અને સપુત સમજીશ. " વહબે જવાબ આપ્યો કે " એ ભલી માતા ! હું તારૂં વચન માથે ચડાવવાને તઇયાર છું. પણ જરા દુલહનની રજા લઇ લઉં. "

માતઃ જણાવે છે કેઃ—" સ્ત્રી.જાત નાદાન છે. તેને દુનીયાની હવસ બહુ હોય છે માટે તેણી તારો ઇરાદો તોડી પાડે નહિ તેનો ખ્યાલ રાખજે. "

વહબ જવાબ આપે છે કે—" એ ભલી માતા, હું અંતઃકરણથી ઇમામનો મોહીબ છું અને તેમની મહોબત મારા અંતકરણમાં છે અને તેથી કોઇ મારા ઇરાદાને બદલાવી શકશે નહિ.

વહબ પોતાની સ્ત્રી પાસે જઇ ઇમામેપર પડેલા દુખની વાત કરી પોતે શહીદ થતાં સુધી તેવણની હિમાયત કરવા રજા માગે છે. સ્ત્રી દુલહન જવાબ આપે છે કેઃ—

કહી ઓ શાહે મકબુલે ખુદા હએ,
હઝારાં જી મેરે ઉસપર ફિદા હએ.
રવા અછતા જદલ ગર ઓરતાંકો,
તો મેં કરતી ફિદા ઉસપરથી જાંકો.

આવાં ભલા સખુનો સાંભળી વહબ ખુશી થયો. ઇમામની રજા લઇ મેદાનમાં ગયો. શુરા સિંહની પેઠે લડાઇ કીધી. સેંકડો દુસ્મનોને ઠાર કીધા. અને મેદાનથી બહાર આવી પોતાની માતા પાસે ગયો. અને બોલ્યો. " કેમ મા ? હવે તમે રાજી થયાં ? " માતાએ જવાબ આપ્યો:

વલે ચાહતી હું જબ તક જીહે તનમેં,
જલગ જીકા તાઅલ્લુક હે બદનમેં.
તુ મઝલુમી પે મૌલાકે નઝર કર,
બલા કે તીર સું સીના સીપર કર.

છેવટે ભલો અને શુરો વહબ મેદાનમાં ગયો. ખુબ લડાઇ કીધી. દુશમનો લાચાર થઇ ગયા. છેવટે તેના પર તીરનો વરસાદ વરસાવ્યો ને શહીદ કીધો.

કેમ ભાઇઓ ! વહબ કેવા સુંદર સદગુણોથી શોભતો હતો ? જુઓ કે પ્રાચીન ઇસલામીઓમાં કેવા કેવા ભલા સદગુણો હતા. આજે અમો કેવી અધમ સ્થિતિપર આવી ગયા છીએ. અમોને લાઝીમ છે કે આવા વાએઝ સાંભળી પ્રાચીન ઇસલામીઓ જેવા સદગુણો ગ્રહણ કરીએ. અને તેથી અમારી કોમની કીર્તિને વધારીએ. ભાઇઓ મજલીસનું વાએઝ બુદ્ધિ પુર્વક સાંભળશો તો ન્યાલ થઇ જશો.

# ઓલીયા પુરૂષો—

મુલ્લાં આ મજલીસમાં ઇમામના ઘણા મોહીબોનો હેવાલ જ- ણાવે છે આ મોહીબો સદગુણી અને સાચા દીનદાર હતા. દીવસના રોજા રાખતા અને રાતના બંદગી કરતા હતા. ઘણાઓ મુતકીઓ, પરહેજગાર, કુરાનના હાફીઝ અને રસુલીલ્લાહના સહાબી હતા. તેઓ ઇસલામના પાબંદ અને ઇમામ હુસેનના સાચા રફીક હતા. ઇમામના નામપર તેમનું સર્વસ્વ કુરબાન હતું. આ ઓલીઆ પુરૂષોએ એક પછી એક ઇમામની રજા લઇ મેદાનમાં જઇ શત્રુઓ સાથે લડાઇ કીધી હજારો શત્રુઓને કતલ કીધા તેમને ભલી શીખામણો આપી. તથા પોતાના સદગુણોને અમલમાં મુકયા અને છેવટે ઇમામની હિમા યતમાં પોતાના પ્રાણો કુરબાન કરી આપ્યા.

જુઓ ભાઇઓ ! આ ઇસલામીઓ ઇસલામ ધર્મ ગ્રહણ કરીને કેવા સદગુણીને દીનદાર બન્યા હતા. ધર્મ એ સદગુણોની પાઠશાળા છે. માટે આપણે પણ આ પાઠશાળાના વિદ્યાર્થીઓ ગણાઇએ છીયે તેથી સદગુણનો અભ્યાસ કરી સદગુણીનો ખેતાબ મેળવવો જોઇએ.

તેઓ સત્યધર્મ ગ્રહણ કરી મગરૂર નહિ પણ નમ્ર બન્યા. ઇલ્મ શીખી અમલ કરનાર બન્યા. પરહેજગાર થઈ પરોપકારી થયા. અને જેટલે સુધી તેઓ પાક ઇસલામના પાબંદ થયા હતા એટલે સુધી પોતાને તથા ઇસલામને દીપાવનારા બન્યા.

પણ આપણામાં તેથી ઉલટું વર્તન થતું જોવામાં આવે છે. ઇસલામી થઇ સદગુણોને ગૃહણ કરતા નથી. ઘણાકો ઇલમ શીખી તે પર અમલ કરતા નથી, બલ્કે મગરૂર થઇ જણાવે છે કે અમો તમારા

સરદાર ને પીર છીએ, અને પોતાની મરજીમાં આવે તેમ લોકોને ધુતે તથા નચાવે છે. આવા લોકો ઇસ્લામથી વિરૂદ્ધ વર્તન ચલાવી ઇસ્લામને બદનામ કરે છે, તેવાઓએ ઉપરના મજલીસના વાએઝને લક્ષ પુર્વક સાંભળી પોતાનું પાપી પેટ ભરવા ખાતર બીજાઓના દીનઇમાન બરબાદ કરવા નહીં.



# મજલિસ નવમી.



## કુટુંબી પ્રેમ—

મુલ્લાં વાએજમાં ભણે છે કેઃ—જયારે હઝરત ઇમામ હુસેન અ૦ ના સઘળા મોહીબ્બો કે જેની સંખ્યા લગભગ ૫૩ ની હતી તે સઘળાઓ એક પછી એક ઇમામની હિમાયતમાં કુરીઓ સાથે યુદ્ધ કરી શહીદ થઇ ગયા. અને હવે કુટુંબીઓની વારી આવી. ત્યારે હઝરત ઇમામ હુસેન અ૦ આંખોમાં આંસુઓ ભરી લાવ્યા. કુટુંબીઓએ જોયું કે ઇમામ ખાસ અમારા માટે થઇને દીલગીરીના આંસુઓ વહાવે છે તેથી સઘળાઓએ એક અવાજે કહ્યું કેઃ—

હમારે કાજ તું કયું હએ દુખ્યારા
મોહંમદ ઓર અલીકે દીલકા પ્યારા
હમારે કતલકા કુચ્છ ગમ નકો કર,
મુબારક દીલ તેરા બરહમ નકો કર

હમારે સરસું તુઝસા શાહ જાવે
તો હમનાં ઝીંદગી ક્યા કામ આવે
તેરે બિન હએ જગત પરદેશ હમના
કીયામત કા લગેગા દેસ હમના
લગેગા ઝેહરસા હમના કો પાની
હોવેગી તલ્ખ સારી ઝીન્દગાની
ઇતા જબ તુ ખુદાકા નુર સારા
ચલા હએ સબ જહાં મે કર અંધારા
તો અબ મરનેકા હમના ક્યા હએ મુશકીલ
હમારી બલ્કે યું હએ ખ્વાહીશે દીલ
જો તુઝપર આજ કુરબાં હો મેરેં હમ
સબા માહાશરમેં સુલ્તાની કરેં હમ
બંધે તુઝ ઇશ્કમેં હમ જાન ઔર તન
બલાકી આગ હએ હમના કો ગુલશન
મહોબ્બતમેં તેરે સાબીત રહેંગે
બલા જો કુચ્છ પડેગી સો સહેંગે.

કેમ ભાઇઓ ! આ વાએઝ રૂપી વીંટીઓમાં કેવા નસીહત રૂપી હીરાઓ જડેલા છે ? ઇમામના કુટુંમ્બીઓ કેવા કુટુંબી પ્રેમથી ભરપુર હતા ? તેમનામાં કુંટુબીઓ પ્રેમ કુટી કુટીને ભરવામાં આવ્યો હતો. આ કુટુંબી પ્રેમ ખાતર તેઓએ કોઇ ચીજને વહાલી ગણી નહિ વતન મિત્રો બાલબચ્ચાં તથા બીજું સર્વસ્વ આ પ્રેમ ખાતર તજ્યું, અને ઇમામ સાથે તડકો ભુખ, પ્યાસ, તથા જખમો સહી શહીદ થયા. મોતને તેઓ મીઠા હલવા બરાબર સમજ્યા. આ વાએ-

ઝથી અમો કુટુંબી પ્રેમ રાખતા શીખી શકીએ, ઉપરની વાએઝ અમો મજલીસમાં જઇ મુલ્લાંઓ પાસેથી સાંભળીએ છીએ; પણ કુટુંબી પ્રેમનો પાઠ અમો શીખી શક્યા નથી એ દીલગીરીની વાત છે. તમોને રોશન હશે કે તમારા કુટુંબના અમુક અમુક માણસો સાથે તમોને દુશમનાઇ છે. વાતચીતનો વહેવાર નથી. સામે મળવાની સાંજા નથી. અરસ પરસ એક બીજાને દુસ્મન સમાન જુઓ છો. નીંદા તથા બુરૂં કરવામાં તમો કચાશ રાખતા નથી. આજકાલ આ દુરગુણ ખોજા કોમમાં બહુજ વધી પડયો છે. ઇસનાઅશરી ધર્મ પાળનાર સાથે ઇસમાઇલીઓ અને ઇસમાઇલી ધર્મ પાળનાર સામે ઇશનાઅશરીઓ બહુજ કરડી નજરે જુએ છે. કેટલાકોએ તો એક બીજાને સાથે બોલવા ચાલવાનો વહેવાર પણ તજી આપ્યો છે એવ રીતે કુટુમ્બીઓમાં એવાં વેર પડયાં છે કે હવે આ વેર દુર થવાં હાલ તુરત તો મુશકેલ લાગે છે, તેઓ તથા ઇસિલામીઓએ આ વાએ-ઝથી કુટુમ્બીઓ પર જે જે જાતની મુશકેલીઓ આવી પડી હોય તે દુર કરવા તન, મન, ધનથી કોશીશ કરવી જોઇએ અને એમ વર્તન ચલાવવામાંજ મજલીસના વાએઝનો હેતુ બર આવી શકે છે.

## ભલા કાર્યની પહેલ—

મુલ્લાં વોએઝમાં વર્ણવે છે કે—જ્યારે યઝીદી ફોજનો સિપાઇ ઇમામ સામે લડવાને મેદાનમાં આવી ઉભો; ત્યારે હઝરત મુસલીમના ફરજંદ અબ્દુલ્લા હઝરત ઇમામ હુસેન અ૦ પાસે પોતાનો ઘોડો કુદાવીને ગયા અને બોલ્યા કે “ અય ભલા સરદાર ! મને દુસ્મનો સામે લડવા જવાની રજા આપ ” ઇમામે જણાવ્યું કે “ તારા પીતા હઝરત મુસલીમે મારા માટે કેવા સંકટો સહન કર્યાં છે, તે મારાથી

વિખુટા થઇ શહીદ થયા છે, હજુ એમની જુદાઇનો જખમ રૂઝાયો નથી, પણ હું તને જોતો તેથી સંતોષ થતો હતો. માટે તું હવે લડવાને જા નહિ તને ફુરસદ છે; તેથી તારી માને સાથે લઇ અહીંથ બહાર નીકળી જા, દુસ્મનો મારા દુશમન છે તેથી તારો માર્ગ કોઇ રોકશે નહિ. ”

હઝરત અબદુલ્લા બિન મુસલીમ જવાબ આપે છે કે:--

સો અબદુલ્લાને યેહ બાતાં સુને પર,
કહા શેહકો ખુદાકી કસ્મ દે કર
મુઝે હરગીઝ તુ અપને સું નકો તોડ,
રઝા દેકર મુઝે મેદાન પર છોડ,
વફા મેં સબસું અવલ બાપ મેરા,
ગયા દુનીયાં સું હો કુરબાન તેરા,
યહાં બી સબસે અવ્વલ મેં મરૂંગા,
તેરે કદમું પે હો કુરબાં પડુંગા,

મજલીસની એક એક વાએઝમાં અનેક નસીહતો ભરેલી છે. પરંતુ અમો અત્રે સ્થળ સંકોચને ખાતર માત્ર એકાદ નસીહત બતાવવાનું કરીએ છીએ, પણ જો વાંચનાર બીરાદર દરેક વાએઝને બરાબર સંશોધન કરી લાભ મેળવવા યત્ન કરશે તો અનેક નસીહતોથી પોતાને લાભ આપી શકશે.

હઝરત અબદુલાના મુખથી નીકળેલા શબ્દોથી આપણે અનેક શોખામણો લઇ શકીએ. તેઓએ જણાવ્યું છે કે મારા પીતાએ તમારી

હીમાયતમાં પહેલ કરી છે અને અત્રે હું પણ તમારી હિમાયતમાં પહેલ કરવા માંગું છું. આ ઉપરથી આપણે સારા કામ માટે પહેલ કરવાનો સબક શીખી શકીએ. કોમમાં ઘણા કુધારા ચાલી રહ્યા છે. સ્વાર્થીઓ તેમને ધુતી રહ્યા છે; પણ આ કુધારા દુર કરવા કોઈ હીમ્મત કરતું નથી. એ દીલગીરીની વાત છે. જોખમ ખેડી આવા કુધારા દુર કરવા પહેલ કરવી જોઇએ, કરજ કરી નાતવરા કરવા યાને ઘર બાળી તીર્થ કરવાના, કન્યાવીક્રયના, ખોટી ખાનદાનીના તેમજ બીજી અનેક જાતના દુષ્ટ રીવાજો કોમને પીડી રહ્યા છે, આવા દુષ્ટ રીવાજો દુર કરવા કોમની જીભથી ડરી જઇ કોઇ હિમ્મત કરતા નથી પણ આ વાએઝથી હીંમ્મત કરતાં તથા સારા કામની ગમે તેટલાં જોખમે પણ પહેલાં કરતા શીખવું જોઇએ, દરેક કામમાં પહેલ કરવાનીજ ફ્જીલત છે. જ્યારે લોકોમાં કેળવણીનો પ્રચાર વધી જશે ત્યારે તો આવા પહેલ કરનારાઓ ઘણા ઉત્પન્ન થશે, સાંભળી સાંભળીને સુન ન થઇ જાઓ, કાંઇ કોશીષ કરો.

## હાય અફસોસ !—

મુલ્લાં વાએઝમાં લખે છે કેઃ—જ્યારે હઝરત ઇમામ હસન અ. ના ફરજંદ હઝરત કાસીમે જોયું કે મારો ભાઇ અબદુલાહ શત્રુઓના તીરો તલવારથી શહીદ થઇ માટી તથા લોહીમાં ખરડાએલો પડયો છે ત્યારે તેનું અંતઃકરણ બહુજ ભરાઇ આવ્યું. તુરતજ હઝરત ઇમામ હુસેન અ૦ પાસે ગયા અને શત્રુઓ સાથે લડવાની રજા માગતાં જણાવ્યું કેઃ—

મેરે પર ભાઇકા લે સખ્ત હય ગમ,
હુવા હએ જાને દીલ ઇસ ગમ શુંબરહમ,

રહા નહિ અબ મેરેમેં સબરો આરામ,
રઝા દો તો બજાઉં જાકે સમસામ.

હઝરત ઇમામ હુસેન અ૦ ફરમાવે છે કે "એ ફરજંદ? તું આ જંગલમાં મારો સાથી અને મારા ભાઇ હસનની નીશાની છો. તો હું કેવી રીતે રજા આપી શકું? પોતાને હાથેજ જીગર કેમ જલાવી શકું."

હઝરત કાસીમ જ્યારે રજા નહિ મેળવી શકયા ત્યારે દીલગીર થઇ તંબુમાં જઇ બેઠા. તેટલામાં યાદ આવ્યું કે મારા પીતા ઇમામ હસને એક દીવસ મારા બાજુપર તાવીજ બાંધી કહ્યું છે કે ."એ કાસીમ! જ્યારે તારાપર કોઇ સખ્ત મુસ્કેલી પડે, ત્યારે આ તાવીજ ખોલજે અને તેમાં જે લખ્યું હોય તેપર અમલ કરજે" હઝરત કાસીમે વિચાર્યું જે આજના જેવી મુસીબત મારાપર કોઇ દીવસ પડી નથી તેથી તાવીજ ખોલ્યું તેમાં લખ્યું હતું કે:—

તુઝે કરતા હું એ કાસીમ વસીય્યત,
અછો નીત હક સું તેરી સાફ નીય્યત,
હુસેન ઇબ્ને રસુલીલ્લાહ સચા હએ,
મેરા ભાઇ તેરા બેશક ચચા હએ,
ઉસે જબ તું દેખેગા કરબલા મેં,
પરેશાની મુસીબત ઓર બલામેં
મીલ ઉસ પર શામીયાં ઓર કુફીયાં સબ
કરેંગે ઉસકા નાહક કસ્દે જાં તબ
હુસેન ઉનમેં અછેગા હો ગીરફતાર

તુ વૈસે વક્ત મેં હુશીઆર, હુશીઆર
નકર કુચ્છ ખોફ વહાં અપને મરનકા,
સર અપના ધર્શ કર ઉસકે ચરનકા,
અગર લડને મના તુજકો કરે ઓ,
રઝા તુ ખામુંખા લેના બઝીદ હો.
ફીદા જી ઉસપે કરના કાબેલી હએ,
સઆદતકે ફીવાડાં ફી ફીલી હએ.

તાવીજ હાથમાં લઇ હઝરત કાસીમ બહાર આવ્યા અને કાકાના હાથમાં આપ્યું. ઇમામ વડીલ ભાઇનો સ્નેહ યાદ કરી આંખોમાં આંસુ ભરી લાવ્યા અને બોલ્યા. "એ કાસીમ ! ભલે તું તે વસીયત પર અમલ કર; મને પણ મારા ભાઇની એક વસીયત છે તેપર હું અમલ કરીશ" એટલું કહી કાસીમનો હાથ પકડી ઇમામ તંબુમાં આવ્યા. ઇમામે પ્રથમ પોતાના ભાઇઓ, હઝરત કાસીમની મા તથા એહલે હરમને પાસે બોલાવ્યા, હઝરત કાસીમને શાદીના કપડાં પહેરાવ્યાં અને પોતાની પુત્રી જનાબ ફાતેમા કુબરા સાથે નીકાહ પડી આપ્યા. અને કહ્યું "અય, કાસીમ ! મારા ભાઇ હસનની એજ વસીયત હતી, ફાતેમાં કુબરા આજ સુધી મારી પાસે અમાનત હતી તે આજે તને સુપ્રત કરૂં છું." એટલું કહી બધા બહાર નીકળી ગયાં.

હજુ હઝરત કાસીમ દુલહન સાથે વાત પણ નહોતા કરવા પામ્યા તેટલામાં શત્રુની ફોજથી અવાજ આવ્યો કે "જો કોઇ લડનાર બાકી હોયતો મેદાનમાં આવે."

ઉઠે કાસીમને વહીં દુલહનકા હાથ છોડ,
બંગે જાનેકા રીસ્તા વસ્લ કા તોડ.

સો દુલહન ઉઠકે પકડે ઉનકા દામાન,
કહે "જાતા હએ કહાં અય મેનકે મોહન"
કહે "જાતા હું દુશમન ટૂકે કરને,
કદમ યાં સું ઉઠ્યા જન્નતમેં ધરને."

દુલહન, માતુશ્રી તથા બીજા કુટુંબીઓને જુદાઇનો સદમો આપી હઝરત કાસીમ લડાઇના મેદાનમાં ગયા. ઘણા કુફીઓને કતલ કર્યાથી કોઇ તેમની સામે આવ્યું નહિ. આપ તુરતજ ઉમર સાદ પાસે પહોચ્યા અને તેને હવેથી લડાઇ બંધ કરવા જણાવ્યું. પણ સંગદીલ ઉમર પીગળ્યો નહિ. વળી ઉમરને જણાવ્યું કે:—

પુછે કાસીમને અય શદ્દાદે સાની,
દીયા હએ આજ તુ ઘોડાંકો પાની.
કહા હાં મેં દીયા હું આબ ઉનકું,
કીયા હું આબ સું સએરાબ ઉનકું.
કહે દાવા મુસલમાનીકા કર તુ,
દીયા ઘોડાંકો પાની પેટ ભરતુ.
રખા હએ આલે પેગંબર કો પ્યાસે,
ખુદાવંદાંને બેહરોબર કો પ્યાસે.
નબુવ્વત કે ચમન કે ગુલ ઉજારાં,
ઇમામત કે સેહન કે શેહ સવારાં.
ખડે હએ પ્યાસથી હએરાન સારે,
મોહમ્મદ મુસ્તફા કે સબ પ્યારે.
અદદ નનવાદ હંએ હએરાન સબમેં,

રહા હુએ પીયાસથી જી આકે લબમે.
કતલ હોને ખડે યહાં મર્દકી ઝાત,
વહાં પાની બગેર મરતે હુએ ઓરાત.
કીયામતકી તુઝે કુચ્છ તીશનગીકા,
અદેશા હુએ નહિ દરમાંદગીકા.

ઉમર સાદ મુંઢની પેઠે સાંભળતો રહયો અને કાંઇ જવાબ આપી શક્યો નહિ. પોતાના લશકરને કાસીમ પર હુમલો કરી શહીદ કરવા ફરમાવ્યું કાસીમે ચાર વખત તેના લશકરમાં ઘુસી ખુબ દીલેરી બતાવી, છેવટે હરીફની માગણી કરતા મેદાનમાં આવી ઉભા.

ઉમર સાદે અરઝક શામી નામના લડાયક યોદ્ધાને બોલાવી કહ્યું કે "એરાક તથા શામમાં તારી દીલેરીનો ડંકો વાગે છે. અને તું દર વર્ષે યઝીદ પાસેથી ઘણું નાણું મેળવે છે. માટે તું મેદાનમાં જઈ હઝરત કાસીમનુ કામ તમામ કર."

અરઝક કહેવા લાગ્યો કે "એ ઉમર ! તું દીવાનો થઇ ગયો જણાય છે. જરા વિચારીને બોલ. મીસરી અને શામી લોકો મને એક હજાર સવાર બરાબર ગણે છે, તો શું તું આ છોકરા સામે લડવા મોકલી મારી ઇજતના કાંકરા કરવા માગે છે ? હું છોકરા સામે લડું તેમા મારૂં માન શું રહે ? તું મારા શરીરના કકડે કકડા કરી નાખે તો પણ હું આ બાળકની સામે જંગ કરવા જનાર નથી ! પણ ખામખા જ્યારે તું બહુજ આગ્રહ કરે છે તો હું મારા ચાર પહેલવાન પુત્રો પૈકી એકને મોકલી હઝરત કાસીમનું સર કપાવી મંગાવી આપું છું."

અરઝક શામીએ પોતાના એક પુત્રને કાસીમ સામે લડવાને મોકલ્યો. હઝરત કાસીમના હાથે તે માર્યો ગયો. ત્યાર બાદ અરઝકના બીજા ત્રણ પુત્રો એક પછી એક મેદાનમાં હઝરત કાસીમ સાથે લડવાને આવ્યા ને માર્યા ગયા.

અરઝક શામીની આંખોમાં દુન્યા અંધેર થઇ ગઇ. તે ગર્જનાની પેઠે ગર્જતો મેદાનમાં હઝરત કાસીમ સામે આવી ઉભો અને બોલ્યો.

મેરે એયસે તું મારા ચાર ફરજંદ
દીલેરી મેં જો થે બે મીસ્લો માનંદ,

હઝરત કાસીમ અરઝક શામીને જવાબ આપે છે કે:—

કહે કાસીમને ઉનકા ગમ નકો ખા,
તુઝે અબ ભેજતાહું ઉન કને જા.

છેવટે આ બંને વચ્ચે સખ્ત યુદ્ધ થયું. હઝરત કાસીમની કુનેહ તથા બહાદુરીથી અરઝક શામી માર્યો ગયો.

## ભાઇનો પ્રેમ—

કેવું કરૂણાજનક અને બોધદાયક વાએઝ ! હઝરત ઇમામ હસન અ. ની પોતાના ભાઇ ઇમામ હુસેન અ૦ પ્રત્યે કેવી મહોબત હતી કે વસીયત તરીકે પોતાના પુત્રને તેમની સહાયતા કરવા લેખી ઓર્ડર આપતા ગયા. અને તે પણ એવો કે જાન જતાં સુધી પણ તેમાં ફેરફાર થવા દેવો નહિ આ વાએઝથી આપણે પોતાના ભાઇઓ પર પ્રેમ રાખતાં તથા તેમના પરની મુસીબતો દુર કરતાં શીખી શકીએ. પણ અય મારા ઇસલામી ભાઇઓ ! તમો તમારા ભાઇઓ પ્રત્યે કેવી વર્તણુંક ચલાવો છો તે તમારૂં અંતઃકરણ બરાબર જાણે છે.

જો તમો આ વાએઝને બરાબર બુદ્ધિ પુર્વક સાંભળતા હોતો આજે તમારામાં ભાઇઓ ભાઇઓ વચ્ચે જે કુસંપ ચાલી રહયો છે તે હસ્તીમાં હતે નહીં.

## વસીયત પાળનાર પુત્ર—

હઝરત ઇમામ હસન અ૦ ના પુત્ર હઝરત કાસીમ કેવા નસીહત માનનાર અને હુકમના તાબેદાર હતા કે બાપની વસીયતપર અમલ કરવામાં પોતાનો વ્હાલો પ્રાણ પણ અર્પણ કરી આપ્યો. આવી વાએઝ સાંભળવા છતાં અમારા પુત્રો તેમજ અમો પોતાના પીતા પ્રત્યે બહુજ નબળી વર્તન ચલાવીએ છીએ. ઘણા પુત્રો પોતાના માબાપોને મારે તથા ગાળો ભાંડે છે. તેમજ ભુખે મરતાં જોઇ તેમની સહાયતા કરતા નથી તેમના હુકમને જરાપણ માન આપતા નથી; બલકે તેમની ભલી શીખામણો વિરૂદ્ધ વર્તન ચલાવી તેમના નામને કલંક લગાડે છે. એવા કપુત પુત્રોએ હઝરત કાસીમની તાબેદારી ભરેલી વર્તણુકથી પોતાના હુકમને માન આપતાં શીખવું જોઇએ. જ્યારે દરેક ઇસલામી પુત્ર પોતાના માબાપોના હુકમને માથે ચડાવનાર થશે ત્યારેજ તેઓએ આ વાએઝ બુદ્ધીપુર્વક સાંભળ્યું છે એમ કહી શકાશે.

## દયાહિણુ ઉમર—

હઝરત કાસીમે ઉમર સાદને જે સમજાવટ કરી, યાને તેં તારા ઘોડાને પાણી પીવરાવ્યું છે અને પેગંમબરની આલ પ્યાસને લીધે હલાક થાય છે. બચ્ચાંઓ પાણી વિના ફફડે છે. વીગેરે જણાવ્યું પણ દયાહિણુ ઉમરનું પથ્થર સરીખું દીલ જરાપણ પીગળ્યું નહિ. આ ઉપરથી તમો ઉમર સાદની આવી જેહાકી વર્તણુકને ધિક્કારવા સાથે

તમો પ્યાસાઓને પાણી, ભુખ્યાઓને અન્ન, ઉઘાડાને વસ્ત્રો, બીમારોને દવા, મુર્ખાઓને શીખામણ, અને અજ્ઞાનોને કેળવણી આપવાનો સુંદર બોધ ગ્રહણ કરો. તેથી ઉલટી વર્તન તમારામાં કેમ જોવામાં આવે છે ? એટલા માટેજ કે તમો મજલીસની વાએજને બુદ્ધિ પુર્વક સાંભળતા નથી.

## બળવાન કોણ છે ?—

અરઝક શામીએ ઉમર સાદને જે જણાવ્યું કે હું એક છોકરા સામે લડવા જવામાં અપમાન સમજુ છું પણ પાછળથી તે જેની સામે લડવા જવામાં પોતાનું અપમાન સમજતો હતો તેનાજ હાથે માર્યો ગયો. આ ઉપરથી કોણ બળવાન છે ? એ સવાલને ઘટતો ઇન્સાફ આપી શકીએ. અરઝક જેને બચ્ચું સમજતો હતો તેના જેટલી લડાયક કેળવણી પોતાનામાં હતી નહિ. માટે જેમાં કેળવણી વિશેષ છે તેજ બળવાન ગણાય છે એક નાદાન બુઢા કરતા એક કેળવણી પામેલું બાળક બળવાન અને લાયક છે. શેખ સાદીએ કહ્યું છે કે **બુઝુર્ગી બ અકલસ્ત ન બસાલ** યાને વડપણ છે તે કાંઇ ઉમરને લીધે નથી પણ બુધ્ધીને લીધે છે. તેમજ એજ મહાત્માનો કોલ છે કે તવંગરી **બ દીલસ્ત ન બ માલ** યાને શ્રીમંતાઇ છે તે કાંઇ માલને લીધે નથી પણ દીલને લીધે છે.

કોઇ નાની વયનો માણસ હોય પણ જો તે કેળવણી પામેલો હોય તો તે મોટી વયના નાદાન કરતા શ્રેષ્ટ છે; તેમજ કેળવણી પામેલી નાની કોમ, અજ્ઞાન મોટી કોમ કરતાં શ્રેષ્ટ ગણાય છે. જુઓ કે પારસીઓની કોમ માત્ર એકજ લાખની વસ્તી ધરાવે છે છતાં

કેળવણીમાં આગળ વધવાથી બીજી કરોડોની સંખ્યા ધરાવતી કોમો કરતા પોતે કેવી માતબર સ્થિતિમાં મુકાઇ છે. આપણુ ઇસ્લામીઓ હીંદમાં સાત કરોડ છીએ અને પારસીઓ માત્ર એક લાખ છે છતાં તેઓ વિદ્યા-કળા તથા સરકાર દરબારે કેવા આગળ વધેલા છે. માટે જો ઇસલામીઓએ પોતાની માતબર સ્થિતિ બનાવવી હોય તો તેમણે કેળવણી રૂપી બળ મેળવી બળવાન થવું જોઇએ. અરઝક શામીએ જેમ પોતાની ઓછી કેળવણી છતાં મગરૂરી બતાવી, તેમજ જો આપણુ ઇસલામીઓ કેળવણીમાં પછાત છતાં બીજી કેળવાએલી કોમો પર મગરૂરી કરવા જઇએ તો તે બેહુદુજ ગણાય.

## વફાદાર સેનાધીપતિ—

મુલ્લાં વાએઝમાં પડે છે કેઃ—જયારે હઝરત અબ્બાસ અલમદાર સિવાય ઇમામ હુસેન અ૦ ના સઘળા ભાઇઓ અનુક્રમે શત્રુઓ સાથે લડી શહીદ થઇ ગયા ત્યારે અબ્બાસ અલમદાર હઝરત ઇમામ હુસેન અ૦ પાસે આવ્યા અને બોલ્યા કે "અય ભાઇ, હવે મને લડવા જવાની રજા આપો, કારણુ કે શત્રુઓની મગરૂરી બહુજ વધી ગઈ છે.,' વીગેરે બહુજ આગ્રહ કરી લડવા જવાની રજા માગી. હઝરત ઇમામ હુસેન અ૦ રજા આપતાં બોલ્યા "અય મારા લશ્કરનાં સેનાધીપતિ ! ભલે તારી એમજ મરજી છે તો તું લડવાને જા, પણુ પ્રથમ તેમને ( શત્રુઓને ) મારો એક સંદેસો પહોંચાડ." હઝરત અબ્બાસ શત્રુની ફોજ સામે જઇ ઉભા અને કહેવા લાગ્યા કેઃ

"અય કુફા વ શામના લોકો ! તમો હઝરત ઇમામ હુસેનના પૈગામને સાંભળો. તે જણાવે છે કે તમોએ મારા કુટુંબીઓ તથા મોહીબોને વગર વાંકે શહીદ કીધા છે. હવે માત્ર બીબીઓ અને

બચ્ચાંઓ બાકી રહ્યા છે કે જે પ્યાસને લીધે ફફડી રહ્યાં છે, એ દીવસ થયા તેમને ખોરાક તથા પાણી મળ્યું નથી તેથી તેમનો "જીવ જવાની અણીપર આવી લાગ્યો છે. બાળકો પર દયા ખાઇ તેમને માટે થોડું ઘણું પાણી આપો, કે જેથી તેમની પ્યાસની ગરમી બુઝાઇ તેમનું ગળું કાંઇક લીલું થાય. મને હવે જવા આપો કે હું બાકીના બાલ બચ્ચાંઓ લઇ હીન્દુસ્તાન તરફ ચાલ્યો જાઉં આ દેશ તમો માટે છોડી આપી હું ત્યાંજ આખી જીંદગી ગુજારીશ. હું શરત કરૂં છું કે આખી જીંદગી ત્યાંજ રહીશ. અને કીયામત સુધી દાવો કરીશ નહિ, મારી અંતઃકરણની શુદ્ધતાઇ જોઇ તમો જોર જુલમ છોડી કાંઇક દયા કરો."

શીમર તથા હુજાજે પાણી બીલકુલ નહિ આપવાના જવાબ આપવાથી હઝરત અબ્બાસ પોતાના ભાઇ પાસે આવ્યા અને કુફીઓએ આપેલો જવાબ કહી સંભળાવ્યો.

તેટલામાં હઝરત અબ્બાસે જોયું કે એહલેબેતની બીબીઓના તંબુઓમાંથી પાણી પાણી અને પ્યાસ પ્યાસના પોકારો આવી રહ્યા છે આવી રીતે વિના પાણીએ બચ્ચાંઓની ખુવારી થતી જોઇ હઝરત અબ્બાસનું દીલ ભરાઇ આવ્યું. પાણીની મસક લઇ ઇમામ હુસેન પાસે આવ્યા અને કહેવા લાગ્યા કેઃ—

કહે યેહ મશક યહાં ભર લઉંગા મેં
નહિ તો ખુમે ડુબ કર મરજાઉંગા મેં
દેખું કબ લગ યેહ હાલે તીશનગાંકો
સુનું કબ લગ યેહ ફરીયાદો કુગાં કો

હઝરત અબ્બાસ નદી તરફ ચાલ્યા. નદી પરના હજારો ચોકીદારોએ આપના પર હુમલો કીધો. આપે પોતાની દીલેરીથી બધા

શત્રુઓને નસાડયા. અને ઘોડાને ફુરાત નદીના પ્રવાહમાં નાખ્યો. તેટલામાં શત્રુઓ ચડી આવ્યા. આવી રીતે બે ત્રણ વખત પાણીમાં પહોંચ્યા પછી શત્રુઓ ચડી આવતા દરેક વખત પાછું બહાર નીકળી લડવું પડતું. છેવટે શત્રુઓ લડવાની હીમ્મત ન લાવી શક્યા. આપે નદીમાં ઉતરી પાણીની મસક ભરી લીધી. પોતે ચાહ્યું કે હું પાણી પી લઉં; પણ બીબીઓ તથા બચ્ચાઓની પ્યાસ યાદ આવતાં પીધું નહિ અને તંબુ તરફ રવાના થયા.

શત્રુની ફોજ આડે આવી લડવા લાગી. ધમસાનની લડાઇ થઈ. હઝરત અબ્બાસ લડવામાં મશગુલ છે તેવામાં નોફીલ નામના કુફીએ તેમના જમણા ખભા પર તલવારનો ઘાવ કીધો. હાથ કપાઇ ભોંય પર પડી ગયો. મશકને ડાબા હાથના ખભા પર લઈ લેવામાં આવી. ત્યાં પણ શત્રુની તલવારનો ઘાવ લાગવાથી બીજો હાથ કપાઇ ગયો. મશકને દાંતો વતી પકડી રાખી, પગની રીકાબો વતી શત્રુઓને મારવા અને ઘોડાને ચલાવવા લાગ્યા. શત્રુના એક તીરે મશકનું પાણી ઢોળાવી નાખ્યું. આપ ભોંય પર પડી ગયા.

વ્હાલા ઇસલામી ભાઇઓ! જુઓ આ વાએઝમાં કેવી કેવી સુંદર નસીહતો ભરેલી છે. હઝરત અબ્બાસનું પોતાના ભાઇ માટે શીદા થઇ જવું, ભાઇઓ સાથે પ્રેમ રાખવાનુ તથા તેમની હીમાયત કરવાનું શીખવે છે. હઝરત ઇમામ હુસેન અ૦ નો કુફીઓને જે સંદેશો પહોંચાડયો તે કોશીષ દ્રઢતા અને સત્ય પ્રયત્નનો પાઠ શીખવે છે. શત્રુઓની જાલેમ વર્તણુક દયા કરવાનું શીખવે છે. હઝરત અબ્બાસની પાણીની મશક બચાવવા માટેની કોશીષ કેવા નાસીપાસના વખતમાં પણ હીમ્મત રાખવાનું શીખવાડે છે.

## દુખી કોમ તરફ દીલસોજી—

હઝરત અબ્બાસ નદીમાં જઇ પહોંચ્યા હતા છતાં તેમણે બાળ કોની પ્યાસને યાદ કરી પાણી પીધું નહિ; એ દુખી જીવડાઓ તરફ કેવી દીલસોજી બતાવવાનો સબક શીખવાડે છે. આ વાએઝથી દુખી બાળકો તરફ દયા કરતા શીખવું જોઇએ. આજે ઇસલામી કોમ ઘણી વાતે દુઃખી જોવામાં આવે છે,

૧ ગરીબ માબાપોના બાળકોને સ્કોલરશીપો તથા બીજી સગવડો કરી આપી કેળવણી અપાવવી જોઇએ.

૨ કોમ વિદ્યા-કલામાં પછાત છે માટે કોમમાં હુન્નરના કારખાના ખોલી કોમમાં હુન્નર કેળવણીનો ફેલાવો કરવો જોઇએ. અમુક વિદ્યાર્થીઓને યુરોપ, અમેરિકા અને જાપાન મોકલી હુન્નર-કળા શીખવાડવી જોઇએ.

૩ કોમમાં ભીક્ષુકો બહુજ વધી પડ્યા છે હટ્ટા કટ્ટા મુશટંડાઓ ભિક્ષાનો ધંધો લઈ બેઠા છે અને તેથી કોમપરના હલવા ખાનાર લોકોનો દોર તોડી પાડવા પ્રયત્નો કરવા જોઇએ.

૪ યતીમ બાળકો માટે યતીમખાના ખોલવા જોઇએ.

૫ ઠેક ઠેકાણે લાયબ્રેરીઓ ખોલી તેમાં સારી સારી દીની તથા દુન્યવી કીતાબો તથા વર્તમાનપત્રો રાખવાં જોઇએ કે જેથી ઉંઘતી કોમમાં જાગૃતિ થાય.

૬ કોમ અનેક રોગોથી પીડાય છે, માટે ધર્માઉ દવાખાના કરી કોમની શારીરિક શક્તિ ખીલે તેમ કરવું જોઇએ.

૭ તેમની હિદાયત માટે ક્લબો ખોલી દીની તથા દુન્યવી બાબ-

તેમાં સારૂં જ્ઞાન ધરાવતા હોય તેવા લોકો ઠેકાણે ઠેકાણે કોમને હિદાયત કરતા ફેરવવા જોઇએ.

વીગેરે અનેક નેકીના કામો કરવાની જરૂર છે. હઝરત અબ્બાસને પાણી શા માટે પીવા ગમ્યું નહિ ? એટલા માટેજ કે બીજા દુખી હતા. તમારી કોમ દુખી છે. માટે તમારે પણ દુખો દુર કરવા પુષ્કળ પ્રયત્ન તન મન ધનથી કરવો જોઇએ.

## ગુસ્સાને ખાઇ જવો—

સુલ્લાં વાએઝમાં જણાવે છે કેઃ—જ્યારે હઝરત ઇમામ હુસેન અ૦ ના જવાન પુત્ર હઝરત અલી અકબર શહીદ થઇ ગયા ત્યારે હઝરત ઇમામ હુસેને સઘળાં એહલે હરમને પોતાની પાસે બોલાવી બેસાડયાં અને વસીયત કરતાં જણાવ્યું કેઃ—

તુમ્હીં સબ હુએ નમુવ્વતકે હરમકે,
જીયાદા સું વલે હુરમત શરમકે,
સદા અસમત સું તુમના પરવરીશ હુએ,
ગમો ગુસ્સા તુમ્હારા નિત ખુરશ હુએ,
તુમ્હી હર હાલ હકકો યાદ કરના,
નરોકર દુશમના કો શાદ કરના,
ખુદા કે દોસ્તાં પર :નિત બલા હુએ,
બલામે દોસ્તાં કો નિત જીલા હુએ,
ન રોના તુમ બલામેં અચ્છ કે સાબેર,
સવાબે સાબેરાં હુએ હદસું બાહેર,

આ વાએઝ કેવી સુંદર શીખામણોથી ભરપુર છે. આ વાએઝથી અમ અને ગુસ્સો ખાઇ જતાં શીખવું જોઇએ. ગુસ્સાને ખાઇ જ[illegible]

બુદ્ધિશાળી પુરૂષનું કામ છે. જેમ દીવાનો માણસ દીવાનાપણામાં ગેરવાજબી કામો કરી બેસે છે. તેમ ગુસ્સામાં આપેલો માણસ પણ ઘણું અઘટીત કાર્યો કરી નાખે છે. પણ જો આપણે ઉપરના વાએઝથી ગુસ્સાને ખાઇ જવાનો બોધ લઇએ તો આપણે ગુસ્સાથી ઉપજતા કેટલા બધા ખરાબ કામોથી બચી જઇએ ?

## દુખ પાછળ સુખ—

હઝરત ઇમામ હુસેન અ૦ પોતાના એહલેબેતને વસીયત કરતાં જણાવે છે કે " ખુદાના દોસ્તો પર બલા હોય છે. અને તે બલામાં ધીરજ ધરવામાં તેમને માટે ફઝીલત છે " આ વાએઝથી આપણે એમ જાણી શકીએ કે જે માણસ સંકટની આકરી પરીક્ષામાં પસાર થાય છે તેનેજ સાબેરનો શોભીતો ખેતાબ મળે છે. વગર સબર કીધે કદી સાબેરની ડીગ્રી પ્રાપ્ત થતી નથી. આ સોનેરીને ઝળકતું વાએઝ એ પણ શીખવાડે છે કે પ્રથમ દુખ વેઠ્યા પછી સુખ મળે છે. માટે આપણને સુખ મેળવવાના જેટલા જેટલા સાધનોની જરૂર હોય તેના માટે પ્રથમ દુખ સહન કરવું જોઇએ. આપણે નિર્ધન હોઇએ તો કેળવણી લેવા માટે, બીમાર હોઇએ તો દવા તૈયાર કરવા માટે, પ્રથમ દુખ ( મહેનત ) ઉઠાવવું જોઇએ. વગર મહેનતે મેળવવાની આશા રાખવી એ નિરર્થક છે.

## રોવું અને કુટવું—

સુલ્લાં વાએઝમાં જણાવે છે કેઃ—હઝરત ઇમામ હુસેન અ૦ પોતાના એહલેબેતને વસીયત કરતાં આગળ જણાવે છે કે—

નસીહત એક સુનોતુમ કાન ધરકર,
દેખો હરગીઝ તુમે મેરે મરન પર,

ન જામે ફાડના કો મોંહકો લોચો,
ન બાલાં ખોલ કર સીને ખરોંચો,
નહિ કરતા હું રોને કો મને મેંઇ,
વલે તુમની કો યે શેવા ભલા નંઇ,
કે યું કરના નહિ રસ્મે સઆદત,
યે હએ સબ જાહેલાં કા રસ્મો આદત,
મુનાસબ નહિ યે હએ એહલે વફાકો,
ન ભાતા હએ ખુદા ઓર મુસ્તફા કો,

વ્હાલા દીની ભાઇઓ ! જુઓ હઝરત ઇમામ હુસેન અ૦ કેવી સુંદર નસીહતો જણાવી ગયા છે. પોતાના મૃત્યુ બાદ માતમમાં મુખ પર તમાચા મારવા, કપડાં ફાડી નાખવા, તથા માથાના વાળ વીખેરી નાખવાની વિગેરે મનાઇ કીધી તેમણે જણાવ્યું કે એ ખુદાતાલા રાજી થાય તેવી રસમ નથી બલ્કે તેમ કરવું જાહીલોની આદત છે. દીનદાર માણસને તેમ કરવું છાજતુ નથી તેમજ ખુદાતાલા અને તેનો પ્યારો રસુલ તેનાથી રાજી નથી. આ વાએઝથી આપણે આપણા ઘરના કોઇ માણસના મૃત્યુબાદ પછાડીઓ ખાવા તેમજ કપડાં ફાડી નાંખવા વીગેરે જાહીલોની રસમોને તજી દઇએ. ઘણા ઇસાલામીઓમાં કુટુંબીના મરણ બાદ સ્ત્રીઓ પછાડા ખાય છે. એકઠી થઇ છાજીયાં લે છે. વીગેરે જાહેલોની રસમોપર અમલ થાય છે. ઉપરના વાએઝથી આવી રસમોને એકદમ તજી દેવી જોઇએ.

## યતીમોની આહ—

મુલ્લાં વાએઝમાં જણાવે છે કેઃ—હઝરત ઇમામ હુસેને પોતાની બેહનોને ફરમાવ્યું કે " મારી દીકરી સકીના આજે યતીમ થઇ જશે માટે—

તુમેં ઇસ પર નકો અંખીયા પસારો,
ન ઉસ પર કેહર સું કો હાંક મારો
ઓહત અઝતે હેં નાઝુકદીલ યતીમાં
નહિ સેહતે હેં ગમ એક તીલ યતીમાં

આ વાએઝથી આપણે બોધ લઇ શકીએ કે કોઇ યતીમ બાળકનું મન જરા પણ દુભવીએ નહિ. તેમના તરફ કરડી નજરે જોઇએ નહિ. ગુસ્સા ભરેલી રીતે તેમને બોલાવીએ નહિ, કારણ કે યતીમોના દીલ બહુજ નાજુક હોય છે. તેઓનાં અંતઃકરણ એક તલ બરાબર પણ દુખ સહન કરી શકતાં નથી.

આજકાલ આપણી ઇસલામી કોમમાં હજારો એવા બાળકો મળશે કે જેના માવિત્રો મરી ગયાં છે. આ બાળકો કંગાલ બની દરબદર ભટકી મવાલી થઇ જાય છે. રઝળીને અનીતિવાન બની જાય છે. કેળવણી કે તરબીયત તેમને મળતી નથી. તો આવા બાળકો માટે ઠામ ઠામ યતીમખાનાઓ ખોલી તેમાં આવા યતીમ બાળકોને ખોરાક પોશાક તથા તાલીમ તરબીયત આપી તેમના પર ઉપકાર કરવો જોઇએ.

## બાળકો પ્રત્યે પ્રેમ—

મુલ્લાં વાએઝમાં જણાવે છે કે:—જ્યારે હઝરત ઇમામ હુસેન અ૦ એહલે હરમને દીલાસો દઇ લડવાને ચાલ્યા, તેટલામાં એહલે હરમમાં એક પોકાર થયો. આપ પાછા આવ્યા અને રડવાનું કારણ પુછ્યું. સઘળાએ જવાબ આપ્યો કે "હઝરત અસગર (ઇમામ હુસેન અ૦ નો ૭ માસનો પુત્ર હતો.) ની પાણી વિના કેવી ખુવારી થઇ છે. તેની માને પ્યાસને લીધે દુધ પણ ઉતરતું નથી. આમ થોડો વખત ફફડી ફફડીને આ દુધમલ બાળક મરી જશે."

આ વાત સાંભળી હઝરત ઇમામ હુસેને અલી અસગરને પોતાના હાથ પર લીધા અને ઘોડાપર સવાર થઇ શત્રુની ફોજ સામે આવી ઉભા અને બાળકને હાથપર ઉંચું કરી કહ્યું:—

કહે મૌલાને અય કોમે જફાકાર,
તુમારે જમએ સુ મેં હું ગુનેહગાર,
વલે ઇસ તીફલકા તકસીર નહિ હએ
ભી ઇસકી માકો પ્યાસું શીર નહિ હએ
સુકા હએ ઇસ બચેકા પ્યાસથી મું,
હુવા હય ધુપકી ગરમીસું ગુલગું,
તુમેં ઇસ તીફલકી દેખ નાતવાની
ખુદા ખાતર જરા દો ઇસકો પાની,

સઘળા કુફીઓ બોલી ઉઠયા કે "અબદલા ઝીયાદના હુકમ સીવાય તમો કે તમારા કુટુંબને અમો પાણી આપનાર નથી." તેટલામાં એક હુરમલા નામના કુફીએ કમાનમાં તીર જોડી ઇમામ તરફ ફેંકયું. તે તીર દુધમલ બાળકની ગરદનમાં પેવસ થઇ ગયું, ઇમામે તીર ખેંચી કહાડયું કે દુધમલ બાળકનો પ્રાણ ગયો.

આ વાએઝથી બાળકો પ્રત્યે શુદ્ધ પ્રેમ રાખતાં શીખવું જોઇએ. આપણાથી બને તેટલે સુધી બાળકોની શકિતઓ ખીલે તેમ આપણે પ્રયત્ન કરવો જોઇએ; ઘણા માબાપો શુધ્ધ પ્રેમ શું છે તે સમજી શકતા નથી. ખોટા પ્યારથી બાળકોમાં દુર્ગુણ દાખલ કરે છે અને જ્યારે બાળકો મોટા થાય છે ત્યારે આ દુરગુણો તેમને અનેક વિપત્તિઓમાં સપડાવે છે. માટે બાળકો પ્રત્યે શુધ્ધ પ્રેમ રાખી તેમની આરોગ્યતા સારી રહે. તેમનામાં નીતિ. ચાલાકી ને હીમ્મત દાખલ થાય તેમ કોશીશો કરવી જોઇએ.

## આપઘાત—

મુલ્લાં વાએઝમાં જણાવે છે કેઃ—હઝરત ઇમામ હુસેન અલેહિસલામે એહલે હરમને દીલાસો આપતાં સબર રાખવા માટે જણાવ્યું કેઃ—

રહો તુમ સબ્ર કર હકકી રઝામેં,
રઝા અપની સટો ઉસકી કઝામેં.
ન કોઇ કસ્દે હીલાક અપના કરો તુમ,
જહન્નમ બીચ જલને સું ડરો તુમ.
જો કોઇ અપના અપેં હોતા હએ કાતીલ
સો એ દોઝખ મને હોતા હએ વાસીલ

મુસીબત વખતે અલ્લાહોતાલાની મરજીને આધીન થઇ સબર કરવો, પણ ગભરાઈ પોતા પર જુલમ કરવો નહિ. તેમણે તેવા વખતે આપઘાત પણ કરવો નહિ. એવી સુંદર નસીહત આ વાએઝથી ગ્રહણ કરી શકીએ. ઘણા લોકો મુસીબતના વખતે ગભરાઇ ચીંતાના સાગરમાં જઇ કુદે છે અને તેમ કરી પોતાની તનદુરસ્તી ગુમાવે છે. કેટલાકો અફીણ ખાય છે. કેટલાકો ઝેર ખાય છે ને કેટલાકો ગળાફાંસો કે તમન્ચો મારી આપઘાત કરે છે. પણ આવી રીતે આપઘાત કરવાથી જહન્નમની આગમાં બળવું પડે છે. માટે મુસીબતના વખતે સબર કરી આપઘાતના રસ્તાપર જવા કદીપણ લલચાવું નહિં.

## બીજાઓથી સંતોષ—

મુલ્લાં વાએઝમાં વર્ણવે છે કે—હઝરત ઇમામ હુસેન સાહેબે પોતાના બીમાર પુત્ર હઝરત ઝએનુલ આબેદીનને લડાઇ પર જતાં પુર્વે

જે વસીયત કીધી તેમાં એક એ હતી કે અય ફરઝંદ! જ્યારે તું વતનમાં જા ત્યારે મારા મિત્રોને જણાવજે કે, જ્યારે મારા પીતા ગુજરવા લાગ્યા ત્યારે કહી ગયા છે કે—

દેખોગે જબ મુસીબત ઓર બલા તુમ,
હોવેંગે દરદો ગમમેં મુબતીલા તુમ,
મેરી તો ગમ ગરીબી યાદ કરના,
યે મઝલુમીકો મેરે ના બીસરના.

કેવું બોધદાયક વાએઝ! હઝરત ઇમામ હુસેન અ૦ ફરમાવે છે કે ખુદા ન ખાસ્તા જ્યારે તમો કોઇ દર્દો ગમમાં સપડાઇ જાઓ ત્યારે મારી ગમ ગરીબી યાદ કરજો. દુખી માણસ પોતાના દુખના કારણે બહુજ આકુળ વ્યાકુળ થાય છે પણ જ્યારે પોતા કરતા બીજાને વધુ દુખમાં જુએ ત્યારે તેને કાંઇ શાન્તી થાય છે. માટે જ્યારે આપણા પર કોઇ દુખ આવી પડે ત્યારે હઝરત ઇમામ હુસેન અ. પરનું દુખ યાદ કરવું કે તેથી દીલાસો મળે.

ગરીબોએ પૈસાદારોને જોઈ નાશુકરી કરવી નહિ; પણ પોતા કરતા વધુ ગરીબને જોઇ અલ્લાહોતાલાનો શુકર કરવો. એવીજ રીતે દરેક બાબતમાં પોતા કરતાં નબળી સ્થિતિમાં મુકાએલાને જોઇ તે બાબતમાં સંતોષ ને સબર કરતાં શીખવું જોઇએ. જો તમો આ વિષય પર વધુ બારીક વિચાર કરશો તો તમો તમારૂં ઘણું દુખ ઓછું કરી શકશો.

## નમાજની તાકીદ—

મુલ્લાં વાએઝમાં જણાવે છે કેઃ—હઝરત ઇમામ હુસેન અ૦ ની

છાતી મુબારકપર શીમર મલઉન શહીદ કરવાને ચડયો હતો તે વખતે નમાઝ પડવાની રજા માગી. શીમર છાતીપરથી ઉતર્યો. આપે તયમ્મુમ કરી નમાઝ પડવા માંડી. નમાઝના સીજદામાંજ શીમરે હઝરત ઇમામ હુસેન અ૦ ને શહીદ કીધા.

જુઓ ભાઇઓ નમાઝ કેવી ભલી ચીજ છે, હઝરત ઇમામ હુસેન અ૦ હજારો જખમથી ઘાયલ થઈ ગયા હતા. મિત્રો તથા કુટુંબીઓ નજરો સામે તરફડી તરફડીને શહીદ થઇ ગયા હતા. બીબીઓને બચ્ચાંઓ તરસને લીધે આહોજારી કરતા તેવા સમયમાં પણ આપ નમાઝને ભુલ્યા નહિ. આ વાએઝથી આપણે નમાઝના ફરજને ગમે તેવા વખતમાં પણ અદા કરવા ચુકીએ નહિ એવી નસીહત મેળવવી જોઇએ.

# મજલિસ દસમી.

---

## નેક ખસલત બીબી—

મુલ્લાં વાએઝમાં જણાવે છે કે:--જ્યારે હઝરત ઇમામ હુસેન અ૦ શહીદ થઇ ચુકયા ત્યારે ઉમર સાદે સઘળા શહીદોના સરો ધડથી જુદાં કરી એકઠાં કર્યાં. અને હઝરત ઇમામ હુસેન અ૦ નું સર મુબારક ખુલી નામના સીપાઈ સાથે અબદુલ્લા જીયાદ તરફ જલદીથી રવાના કરી આપ્યું. આ સર મુબારક લઇ સીપાઇ કુફા તરફ રવાના થયો. માર્ગમાંજ પોતાનું ઘર હતું તેથી તે ઘેર ગયો અને સરને તન્દુરમાં છુપાવ્યું.

ખુલીની સ્ત્રી નેક ખસલત, પરહેઝગાર અને એહલેબેતની મોહીબ હતી. તેણીને દરરોજ નમાઝે શબ પડવાની ટેવ હતી. તેણી રીવાજ મુજબ અર્ધી રાત્રી પસાર થઇ ગયા બાદ નમાઝે શબ પડવાને ઉઠી. તન્દુરમાંથી નુર વરસતું જોઇ તેણી જાણી ગઇ કે આ પવિત્ર સર કોઇ મહાત્મા પુરૂષનું છે. પોતાના ખાવીંદને જગાડી કહેવા લાગી કે " અય બદબખ્ત ! તેં તન્દુરમાં કોણનું સર છુપાવી રાખ્યું છે ? આ સર ખાસ પેગંબરના ફરઝંદનું છે. તું જો કે તેની કેટલી તાઝીમ થઇ રહી છે. તારા આવા નીચ કર્તવ્યને લઇ હું તારાથી બેઝાર છું અને હવે હું તારી સાથે રહેવાને બીલકુલ ખુશી નથી. " એટલું કહી ઘર બહાર નીકળી ચાલી ગઇ.

જુઓ ભાઇઓ ! ખુલીની સ્ત્રી શા માટે પોતાના ધણીને ઠપકો દેવા લાગી ? શા માટે તેણી પોતાના ખાવીંદથી બેઝાર થઇ ? શા માટે તે પોતાના ધણીને તજી ચાલી ગઇ ? શા માટે તેણીએ પોતાના બચ્ચાંઓને તજ્યાં ? બસ એટલા માટેજ કે તેણીના ધણીએ એક મહાત્મા પુરૂષને કતલ કીધા હતા. તેના સરની બેઅદબી કીધી હતી. અને તેમ કરીને અનીતિવાન બન્યો હતો. આ વાએઝથી ભલા પુરૂષો તરફ શુદ્ધ પ્રેમ, અનીતિ તરફ તિરસ્કાર, તથા અજ્ઞાનતાથી દુર રહેવાનો બોધ હાંસીલ કરવો જોઇએ.

## ભલા વિચારનો યાહુદી—

મુલ્લાં વાએઝમાં જણાવે છે કેઃ—જ્યારે હઝરત ઇમામ હુસેન અ૦ તરફના સઘળા સરો તથા એહલેબેતને લઇ યઝીદની ફોજ હમારા નામની જગોપર આવી પહોંચી, ત્યારે ટેકરીપર રહેતો એક યાહુદી કે જેનું નામ યહયા હતું, તે આ નવીન લશ્કરનો તમાશો જોવાને ઉતરી

આવ્યો. તેને ખાતરી થઈ કે આ ખાતેમુલ અંબીયાના નવાસાનું સર છે ત્યારે તેણે પોતાના પાઘડીની ચાદરો બનાવી એહલેબેતને આપી. એક અંગરખામાં બસો દીનાર છુપાવી તે અંગરખું હઝરત ઇમામ ઝએનુલ આબેદીન પાસે મોકલ્યું. જ્યારે યઝીદની ફોજના સિપાઇઓએ જોયું કે યહીયા એહલેબેત તરફ સારી સલુકાઇ કરી રહયો છે ત્યારે તેને ધમકી આપી કહેવા લાગ્યા કે:—

યેહ સબ હએં શામકે વાલી કે દુશમન,
ઉનું સું ઇસ કદર તું કયા લગા મન,
કીયા હએ લે હિમાયત ઉનકી દરપેશ.
મગર નહિ કુચ્છ તુજે મરનેકા અંદેશ,
તુ યહાંથી જા વગર ના ઇનકી ખાતર,
ઉડાતે હંએ ઇતા તનસું તેરા સર,

યહીયા આ વાત સાંભળી તેમજ એહલેબેતની આવી મઝલુમી જોઇ તેમની મહોબતમાં લીન થઈ ગયો. તુરતજ પોતાના નોકરને મોકલી તલવાર મંગાવી યજીદી ફોજપર કુદી પડયો. પાચ જણાને કતલ કર્યા બાદ તેને પણ યઝીદી ફોજે શહીદ કરી નાખ્યો.

જુઓ કે દયાળુ અને નીતિવાન પુરૂષો કોઇના પર પડતું દુઃખ જોઇ શકતા નથી. દુખી માણસને પોતાની શકિત મુજબ મદદ કરવાને તતપર થઈ જાય છે, યહયાએ પોતાની હમીયત જાહેર કરવા ખાતર પોતાનો પ્રાણ સુધ્ધાં અર્પણ કરી આપ્યો. આ વાએઝથી સત્ય તરફ દીલસોજી, દુખીયાને મદદ તથા નાલાયકોને સજા આપવાનું શીખી શકીએ.

# સમાપ્ત.

# કોમી શ્રીમંતોને અપીલ.

આપણી કોમની પડતીનું મુખ્ય કારણ દીની તથા દુન્યવી બાબતની કેળવણી પ્રત્યેની અજ્ઞાનતા અને તેને લઇ દીની તથા દુન્યવી બાબતમાં ઉલટે રસ્તે દોરાઇ જવું તે છે. કોમ પોતાની આવી સ્થિતિને લઇ અનેક વહેમ તથા કપટ ભરી બાબતોમાં એટલી તો જકડાઇ ગઇ છે કે, જ્યાં સુધી તેને તેમાંથી ખેંચી કાઢવાને બળવાન પ્રયાસ કોમ તરફથી નહિ થાય ત્યાં સુધી તેને તેમાંથી મુક્તિ મળી શકશે નહિ. જગતમાં જે જે કોમો આવી અધોગતિ તથા દુર્દશાને પ્રાપ્ત થઇ હતી, તે તે કોમોને તેવી અધોગતિ તથા દુર્દશાથી મુક્ત કરવાને ત્યાંના શ્રીમંતો તથા વિદ્વાન લોકોએ હેરત પમાડનારા પ્રયાસો કીધા છે. કરોડોની દોલત તે માટે ખરચી છે. લાખો તથા હજારો વિદ્વાનોએ તે માટે અગણિત પુસ્તકો લખી છપાવ્યાં છે. હજારો માસિકો, પખવાડીકો, અઠવાડીકો તથા રોજીંદા પેપરોએ પોતાની સઘળી શક્તિ તે માટે ખરચી નાંખી છે. હજારો વિદ્વાનો તથા શોધકોએ તે માટે પોતાની જીંદગીઓ વકફ કરી નાખી છે. તેવો પ્રયાસ કરતાં હજારો સુધારકોએ પોતાના પ્રાણો ગુમાવ્યા છે અને તેમ કરી કોમને અજ્ઞાનતા તથા વહેમ ભરી બાબતોથી બચાવી લીધી છે અને તેવો પ્રયાસ સૈકાઓ થયા થતો આવ્યો છે અને આજે પણ ચાલુ છે.

આપણી કોમને વહેમ ભરી તથા કપટ ભરી હાલતમાંથી બચાવવા માટે પણ જ્યાં સુધી ઉપર પ્રમાણેનો પ્રયાસ ન કરવામાં આવે ત્યાં સુધી તેના ઉદ્ધારની આશા કેમ રાખી શકાય! માટે જો કોમના હમદર્દ શ્રીમંતો તથા વિદ્વાનો કોમને અધોગતી તથા દર્દશામાંથી બચાવવા માગતા હોય તો, તેમણે પણ બીજી સુધરેલી પ્રજાઓ જેવા મહાન પ્રયાસો શરૂ કરી આપવા જોઇએ, કેમકે આ જગત કર્મનું ફળ આપનારૂં છે. કોશીશ કરવાથીજ સુધારો થાય છે. જે જે લોકો સુધર્યા છે તે તે કોશીશ કરવાથીજ સુધર્યા છે અને આપણી

કોમ પણ જ્યારે પણ સુધરશે ત્યારે કોશીશથીજ સુધરશે. વગર કોશીશે કોઇ કોમ સુધરી શકી નથી અને કીયામત સુધી સુધરી પણ શકે નહિ. માટે આ મુદ્રાલેખ કોમના હમદર્દ શ્રીમંતો તથા વિદ્વાનોએ પોતાના જીગરમાં કોતરી રાખવો જોઇએ, કે કોમ કોશીશ કરવાથીજ સુધરશે અને તેને સુધારવા કોશીશ કરવી તેજ ખરી હમદર્દી અને ખરી વિદ્વતા છે.

કોમને સુધારવાના અનેક પ્રકારોમાં કોમમાં વહેમ ભરી વાતોને નાબુદ કરનારૂં સાહિત્ય ફેલાવવું તે એક ઉત્તમ પ્રકાર છે. આ પ્રકારને અમલમાં મુકી સુધરેલી પ્રજાઓ કીર્તિને પામી છે. અને આપણી ભાઇબંધ કોમો હીંદુ તથા પારસી કોમે એ પ્રયાસ ઉપાડી લીધો છે અને તે માટે પુસ્તકો, ચોપાન્યા, પખવાડીકો, અઠવાડીકો તથા રોજીંદા પત્રોના ગંજાવર ખાતાંઓ ખોલી આપ્યાં છે કોમના હમદર્દ શ્રીમંતોએ તેમાં લાખોની મદદ આપી છે અને આપતાજ જાય છે અને એ રીતે એ કોમો પોતાની અધોગતિ તથા દુર્દશાનો જામો ઉતારતી ચાલી છે. અને એજ ધોરણ આપણી કોમને લાગુ પડે છે આપણી કોમના હમદર્દ શ્રીમંતો તથા વિદ્વાનોએ એજ માર્ગ અખતયાર કરવાનો છે અને તે માર્ગ જેટલી ઉતાવળથી બની શકે તેટલી ઉતાવળથી હથા ધરી, એક જબરદસ્ત આન્દોલન ચલાવી મુકવું જોઇએ છીએ.

અમોએ કોમની અધોગતિ તથા દુર્દશા દુર થાય, તેવા હેતુથી આજ દસ વર્ષ થયા પ્રયાસ શરૂ કીધો છે તેટલી મુદતમાં ૧૦૦ જેટલાં ઉપયોગી પુસ્તકો છપાવ્યાં છે. અને હજુ છપાવેજ જઇએ છીએ. પાંચ વર્ષ " ખોજા પ્રકાશ " નામક અઠવાડીક પેપર ચલાવી હમણા " નુરે હીદાયત " નામે માસિક બે વર્ષથી શરૂ કર્યું છે અને તેમાં ઉપરના કોમી તથા દીની હેતુ ને દ્રષ્ટિ મર્યાદામાં રાખી, લખાણો લખવા માંડયા છે તે બાબતની ખાત્રી વાંચક વર્ગને સારી પેઠે થઇ ચુકી હશેજ.

આવા સાહિત્ય પ્રચારના મોટા બોજા તળે અમો કામ કરીએ છીએ. એક હાથે સંખ્યાબંધ કામો કરીએ છીએ; પરંતુ સઘળાં પુસ્તકો છપાવવાના ખર્ચને અમો સાધારણ સ્થિતિના માણસ હોતાં પહોંચી ન શકીએ એ સ્વભાવક છે અને તેથી કોમી હમદર્દ શ્રીમંતોની સહાયતાની અમોને પાસ જરૂર રહે છે અને હાલમાં તેવી એક જરૂર "ફીરદોસે બરીં" નામની કીતાબની "બીજી આવૃતિ" છપાવવાની અમારાપર આવી પડેલી છે આ "ફીરદોસે બરીં" કીતાબની ખુબી તથા ઉપયોગીતા વિષે કોઈ પણ અજાણ્યું નથી તેની પહેલી આવૃતિ ઈ. સ. ૧૯૦૭ ની સાલમાં છપાવી હતી. જેની એક હજાર કોપીઓ કોમમાં ફેલાઈ ગઈ છે. કીતાબ ઘણીજ ઉપયોગી હોઇ તેની લોકો તરફથી માગણી ચાલુ છે, પરંતુ અમો નાણાંની લઇ દઇને તંગી હોવાથી તેને છપાવી શકતા નથી. અને બીજી અનેક બુકો છપાવવાના બોજાઓ અમારી ગરદન ઉપર પડેલા છે.

ફીરદોસે બરીંના વાચનથી કોમના વિચારોમાં સુધારો થયો છે અને થવા ઉમેદ છે અને તે કીતાબ કોઇ પણ ઇસલામી કુટુંબથી ખાલી નહિ રહેવી જોઇએ. તેથી તેની બીજી આવૃતિ છપાવવા માટે કોમી હમદર્દ શ્રીમંતો પાસે અપીલ ગુજારીએ છીએ કે, તેઓએ તે માટે રૂ. ૨૫૦, અઢીસોની રકમનું અમોને ઉત્તેજન મોકલી આપવું, એટલે અમો તેને એક માસમાંજ છપાવી કોમી કુટુંબોના ઘરોમાં પહોંચતી કરી આપીશું અને અમોને સંપુર્ણ આશા છે કે કોઇ પણ કોમી હમદર્દ શ્રીમંતની હમદર્દીની રગ જુમ્બેશમાં આવશે અને જરૂર આવશેજ અને એ રીતે આ ઉપયોગી કીતાબ બીજી વખતે કોમી રેકર્ડપર બીરાજમાન થશે.

ખાદીમે કોમ.

**એદલજી ધનજી કાબા.**

અમરેલી—કાઠીઆવાડ.

